# કવીશ્વર ફીરદોસી તુસીનો

# જન્મ—વૃતાંત.



ાં:-જેહાંગીર બરજોરજી સનજાણા,

બી. એ.

ાના માજી ઑનરરી મેજીસ્ટ્રેટ, વાડાસીનોર સ્ટેટના
માજી દીવાન, સુરત પારસી પંચાયતના સેક્રેટરી.

ઠે: મુગલીસરા—સુરત.

# કવીશ્વર ફીરદોસી તુસીનો

# જન્મ—વૃતાંત.



કર્તા:—જેહાંગીર બરજોરજી સનજાણા,

બી. એ.

પુનાના માજી ઑનરરી મેજીસ્ટ્રેટ, વાડાસીનોર સ્ટેટના
માજી દીવાન, સુરત પારસી પંચાયતના સેક્રેટરી.
ઠે૦ મુગલીસરા—સુરત.

કીંમત રૂ૦ ૦-૧૨-૦

છાપનાર-ઉત્તમરામ ઉમેદરામ રેશમવાળા 'ગુજરાત સ્ટાન્ડર્ડ'
પ્રેસ. ઠે૦ હરીઅમંઝીલ, સુરત.



મી૰ જેહાંગીર બરજોરજી સનજાણાનાં નીચલાં
પુસ્તકો તેમના પાસેથી મળી શકશે.
ઠેકાણું, મોગલીસરા, સુરત :—

અરદાવિરાફનામાંનો કવિતારૂપી તરજુમો. કિ. રૂા. ૧॥

કાવ્ય સંગ્રહ (મી. સનજાણાએ રચેલાં કાવ્યોનો
એક દીલપઝીર સંગ્રહ, ચિત્રો સાથે). કિ. રૂા. ૨

દીલખુશ વાર્તાઓ. (આંઠ મનહર વાર્તાઓનું
પુસ્તક). કિ. રૂા. ૧॥

ફવીશ્વર ફીરદોસી તુસીનો જન્મ-વૃતાંત. કિ. આના બાર



# પ્રસ્તાવના.

બાર વર્ષ ઉપર, સને ૧૯૧૧નાં સાલમાં, શહેનશાહ પાંચમા જયોર્જની તાજપોશીનાં ટાંકણે હું ઇંગ્લન્ડમાં હતો, ત્યારે લન્ડન શહેરના એક જાહેર હૉલમાં એક દિવસે પ્રોફેસર બ્રાઉનનાં પ્રમુખપણા હેઠળ એક સભા બોલાવવામાં આવી હતી,જયાં હું પણ હાજર હતો. એ સભામાં ઈરાન દેશના ત્રણ પ્રસિદ્ધ ગ્રહસ્થો, જેઓમાંનો એક તે દેશની પાર્લામેન્ટનો સભાસદ હતો, બીજો વેપારી હતો, અને ત્રીજો વર્તમાનપત્રનો અધિપતિ હતો, તેઓએ ફારસી જબાનમાં કેટલુંએક વિવેચન કર્યું હતું, જેનો ભાવાર્થ એ હતો કે હિંદુસ્થાન દેશમાં કેળવણી અને વ્યાપાર તથા હુન્નર ઉદ્યોગની ખીલવણી કરવા માટે જે પારસી કોમ તારીફલાયક આગેવાની ભર્યો ભાગ લેતી રહી છે, તે કોમ પોતાનાં માદર વતન તરફ શું કરવા બેદરકાર રહે છે અને પોતાનાં કદીમ દેશમાં આવીને ત્યાંની ખીલવણી કરવા, તેની આબાદી વધારવા, તેનો જાહોજલાલ દરજ્જો દુન્યાની કોમો વચ્ચે ફરીથી બરપા કરવા, કાંય નહિ દીલથી કાળજી કરતી ? ઈરાની પ્રજા હવે પારસીઓને ચાહાતી થઇ છે, તેઓની ખરાં જીગરથી કદર કરે છે, અને અંતઃકરણ પૂર્વક આવકાર તેઓને આપવા ઇરાન તૈયાર છે, એવો કેટલો એક ખોલાસો એ ત્રણ સાહેબોએ ખુદ સભામાં તેમજ ખાનગી વાતચીત અંદર જણાવ્યો હતો.

ત્યાર પછીના બાર વર્ષની મુદ્દત અંદર ઇરાનની પ્રજાની, મુખ્ય કરીને ત્યાંના કેળવાયલા તેમજ ઉમરાવી ખાનદાનના વર્ગોની, લાગણી પારસીઓ તરફ વધુ ને વધુ પ્રેમથી ખેંચાતી રહી છે, અને પોતાનાં કદીમ વતનમાં પારસીઓને પોતાનાં કદમ લાવવાને વાસ્તે તેઓ પ્રેમપૂર્વક અને આગ્રહ ભર્યું આમંત્રણ કરતા રહ્યા છે. આથી કરી ઇરાન માટે મુંબઇનાં પારસીઓમાં કેટલેક અંશે જાગૃતી ઉત્પન્ન થઇ છે, અને એ દેશ સાથે વધારે ઘાડો સંબંધ કરવાની નેમથી કેટલીક સંસ્થાઓ પણ સ્થાપિત થઇ છે. સર હોરમસજી તથા શેઠ કૈકોબાદ કાવસજી દીનશા, શેઠ દીનશા ઇરાની સોલીસીટર, શેઠો રતનશાહ તથા ફ્રેદુન દાદાચાનજી, શેઠ ગુસ્તાસ્પ નરીમાન, શેઠો મારકર, વિગેરે, જાણીતા ગ્રહસ્થો આ બાબતમાં બહુ પ્રસંશાપાત્ર ભાગ લેતા થયા છે, એ ખુશીની વાત છે. જે નામીચા કવિરાજે પુરાતમ ઇરાનની તવારિખ શાહનામાંનાં અમર કાવ્યમાં રચીને પારસીઓને સદાના પોતાના એહેસાનમાં મુકયા છે, તે મહા નરની જાણવા લાયક જીંદગીનો વૃતાંત તથા તેની બનાવેલી નાદર કીતાબ શાહનામાંની ઉત્પતિનો રસીક એહેવાલ આ વખતે બહાર પાડવાનું બેશક પ્રસંગોપાત ગણી, આ માહારૂં અદના પુસ્તક વાંચક વર્ગ સન્મુખ મેળવાની રજા લઉં છું. એતકીનસનનું શાહનામું, કુતાર ભાઇઓનું શાહનામું, વિગેરે જે કીતાબોની મદદ મેં આએ પુસ્તક બનાવવામાં લીધી છે તેનો હું એહેસાન સાથ સ્વીકાર કરૂં છું.

**જેહાંગીર બરજોરજી સનજાણા.**

તા. ક.—મને ખેદ સાથે જણાવવાની ફરજ પડે છે કે “ રાહે જરથુસ્ત્ર ” ચોપાન્યાંના સપટેમ્બર ૧૯૨૩ ના અંકમાં મી. ખુહારીવાળા નામના કોઇ ભાઇની “ ફીરદોસી તુસી ” નાં મથાળાં હેઠળ તેઓનાં નામ સાથની એક આર્ટીકલ આવી છે તેમાં તે ભાઇએ માહારાં લખાણુમાંથી સદાંબરા પેરાઓના પેરાઓ માહારી કશી રજા વગર પોતાનાં લખાણુ તરીકે ઠસાવવાની હિમત કીધી છે.

## The Call of Iran.

(લેખકઃ જેહાંગીર બરજોરજી સનજાણા, બી. એ.)

ખુલ્લા બન્ને હાથે ખુશ આપવા આવકાર,
ઈરાન, વહાલું ઈરાન, છે આજે તૈયાર.
શરાબ, શરબત, શાએરી, શ્યાણુપતં,
ગોલાબ બુલબુલ, અંગુર,ની અજબ લેહેજત,
જબાન જ્યાંની ફારસી અતિશય મધુર,—
એ સર્વે કાજ દેશ જે બહુ કાળનો મશહુર,
તે દેશ આજ કરે છે હરખભર ઇજન,
"પધારો, ઓ પારસીઓ! અસલ વતન."
ઈરાન સરજમીન જે છે પારસીની માત,
જયાં એક વાર હતી આપણી જંગી શેહનશાહાત,
તે દેશ આપણી ગમ આજ કરે છે નજર,
આજ લોક ત્યાંનું આપણી કરે છે કદર,
ને રાખે છે એવી ખરાં દીલની આશ,

કે, પારસીઓ !, આવી અસલનો પ્રકાશ
ફેલાવો ઈરાનમાં ફરી એકવાર તમ,
ફેલાવો એની કીર્તિ પાછી ચોગમ.
કરો પાછો તાજો અવ્વલનો જમાન,
બનાવો પ્રજાઓમાં ઉંચ એનું સ્થાન.
તમોએ બનાવ્યું છે ભારત ઉજવળ,
તો અસલ વતનને શું રાખશો બાતલ ?
રે આવો ! ઇરાન દેશ પ્રકાશતો કરો,
ઇરાની વતને તમ પાછા ફરો.
ઈરાન હાલમાં પડયું છે સૂસ્ત અને મંદ,
તોડો, પારસીઓ ! એની સૂસ્તીનાં બંદ.
અરે આપણી માતાનો આતુર આવાજ
ઉલટભર બોલાવે છે આપણુને આજ.
શું સાંભલીશું નહિં આપણી માતાનો સાદ ?
ભૂલીશું શું વહાલાં વતનની યાદ ?
દેખાડશું શું બેફામી ને બેપરવાઈ ?
શું નહિ જઇશું ઈરાનની વાહારે હાલ ધાઈ ?
રે એવો કોણ જીવેછે પારસીનો પુત

જે માગતો હોય ઈરાનથી રહેવા વિખુટ ?
એવો કોણ હશે, સુનતાં ઈરાનનું નામ
ન હૈયે ધસે જેણે આગળાં નામ, કામ,
ન દીલ જેનું ધપકે અભિમાનથી પુર,
ન ચહડે જેનાં અંગે હિમ્મત ને શૂર ?
ઈરાન! હા, એ નામમાંજ છે ભેદી મીઠાશ;
જયાં કેરશાસ્પ ને રૂસ્તમથી ગાજયાં આકાશ;
ફ્રીદુન ને કએખુશરો જેવા જયાં શાહ
દિપાવી ગયા તખ્તો તાજો કોલાહ;
જયાં નોશીરવાને અદલ રાજ કીધું,
સદાનું ઈરાન નામ દિપાવી દીધું;
જયાં ધર્મિષ્ટ શાહ અરદેશીર બાબેકાન
બનાવી ગયો પારસી નામ કીર્તિમાન;
ફેલાવી જયાં જરથોશ્તે પાક તેની દીન,
અને એક ખોદા તરફ ખેંચ્યું આકીન,
અશોઈ તથા રાસ્તીનાં આપ્યાં ફરમાન,
બતાવી રાહ બેહેસ્તની, ને ફેલાવ્યું જ્ઞાન;
જેના પુત્રો શૂરા ને પુત્રીઓ નેક

આફત વેળા પણ સાચવે હિમ્મત ને ટેક;
મનશ્ની, ગવશ્ની, હુનશ્નીનો બોધ
સદા જેમને હૈયે, હંમેશ જેમને હોટ.
એ ઈરાન તરફ કેમ ના આકર્ષણ થાય?
અરે કયારે ઈરાનનું ખુશ દર્શન થાય?
હરેક એની ખીણ ને હરેક એનો પાહાડ
પમાડે હમ ન્યાગાનની કીર્તિની યાદ.
હું ઘરડો ફરી કયારે બનીશ જવાન?
મુજ બુઢી ચશમ શું ન જોશે ઈરાન?
ઈરાન, દેશ ઈરાન, હમ વતન અસલ,
કરે તાહારૂં સ્મરણ નિર્બળને સબળ,
ને વૃદ્ધને પણ બક્ષે જવાનીનું જોર,
ઈરાન! તાજો કર તાહારો અસલનો તોર!



# કવિ ફીરદોસીનો જન્મ વૃતાંત.

વિશાળ ક્ષેત્ર છે શાહેરીનું ઇરાન,
ને સહુ શાહેરમાં ફીરદોસી આગેવાન.
છે ફારસી જબાનમાં મધુરતા એવી,
છે શરબત ને શાકરમાં લેહઝત જેવી.
મેળવવા જો માંગે શાહેરીનું જ્ઞાન,
તો શાહનામું વાંચજે પુરૂં આપી ધ્યાન.
એવાં એમાં આવ્યાં છે શૂરાં દાસ્તાન,
કે ઓરત પણ વાંચતાં તે બને મરદાન.
ઇરાની તવારીખનો એ છે ભંડાર,
થયા શાહો પહેલવાનો એથી આશકાર.
ન જુઠા કીસ્સા કાહાણી એને તું જાણ,
ન સમસમાન હોય છે કાંઈ બધા જમાન.

હિંદુસ્થાનમાં કવિ કાલીદાસ, ગ્રીસમાં હોમર, રોમમાં વરજીલ, તેમ ઇરાન દેશમાં ફીરદોસી શાહેરાને શાહેર યાને કાવઓના કવિની ઉચ્ચ પદવી પામ્યો છે.

હીજરી સાલ ૩૨૯ (ઇ. સ. ૯૪૧) યા તે આસરે એનો જન્મ થયલો કહેવાય છે. દશ સદી જેટલી લાંબી મુદ્દત એના મુબારક જન્મને થઈ ગઇ છે, છતાં નથી એ નરનું નામ ભૂલાયું કે નથી એનાં કાવ્યની કીર્તિ ઝાંખી પડી.

ખોરાસાનનાં તુસ નામનાં પ્રાચીન શહેરનું શાદાબ નામનું પરૂં આ કવીશ્વરની જન્મ ભૂમિ હોવાનું માન ધરાવે છે. નામાંકિત યોધ્ધાઓ ગીવ ને ગોદરેજ સાથે પહેલવાન તુસ, જે પાદશાહી તોખમનો હતો, તેનાં નામ ને કામ શાહનામાંનાં ઘણાં પૃષ્ટો ઉજવળ કરે છે. એ તુસ પહેલવાને તુસ શહેર સ્થાપેલું જણાય છે. અર્વાચીન ઇરાનના નકશા ઉપરથી તુસ શહેરનું નામ ગુમ થયલું છે; અને જ્યાં તુસ હસ્તિ ધરાવતું હતું તે સ્થળે હાલ મશદ ગામ વસેલું છે. એ મશદ પણ એક પ્રખ્યાત સ્થળ છે, સબબ કે શીઆ મુસલમાનોના પવિત્ર આઠમા ઈમામ અલી મસર રીઝાનાં ત્યાં કબર તથા દરગાહ છે, જ્યાં ઇરાનના બધા ભાગોમાંથી દીનદાર લોકો જયારતે આવે છે. એની પવિત્રાઈના સબબે એ શહેરને ખાકે પાક તથા અરઝે અકદસ, યાને પવિત્ર ભૂમિ,નાં નામથી ઓળખવામાં આવે છે. અગાડી કરતાં હાલમાં ત્યાંનાં લોકમાંથી ધર્માંધપણું કમતી થઇ ગયું છે. તેથી ધારી શકાય કે જો કોઈ લાયક ખંતીલા શોધક નરો એ મશદ શહેરમાં શોધખોળ અર્થે જાય, તો ત્યાંનાં લોક તરફથી તેઓને હરકત

પહોચશે નહિ, અને શોધને પરિણામે કવિ ફીરદોસીને લગતું કંઈ એક નવું ત્યાં હાથ લાગી શકશે.

જુઓ કે નામદાર ઇરાની સરકારના મુંબઇ ખાતેના પ્રતિનીધી હીઝ એકસેલન્સી મની-ઉલ-મુલ્ક મુંબઇનાં જાણીતાં પત્ર સાંહુાજ વર્તમાનના છેલ્લા પતેતી અંકમાં (તા૦ ૧૦-૯-૧૯૨૩ ય. ઝ. ૧-૧-૧૯૨૩) શો અફસોસ અને દીલગીરી જાહેર કરે છે કે આટલા શીખેલા ભણેલા અને કેળવણીમાં આગળ વધેલા પારસીઓ પોતાની અસલી ભાષાને તદન ભુલી ગયા છે અને પોતાના બાપદાદાનો જાહોજલાલી ભરેલો ઇતિહાસ વતીક પોતાની ઓલાદને ઘરે કે નીશાળે શિખવતા નથી, અને તેઓની ઉઘરતી ઓલાદ તેઓના બાપદાદા કોણ અને કેવા હુતા તે વાતથી તદન અજાણ રહે છે, અને દુનિયામાં શું સાહસીક કાર્યો તેઓના બાપદાદાઓ કરી ગયા છે તેથી તેઓ તદન બીનવાકેફ રહે છે. નામદાર મની-ઉલ-મુલ્ક કેવી ઉલટભર ઉમેદ ખરાં દીલથી જાહેર કરે છે કે જે પારસી લોકો દેશ પરદેશ મુસાફરી કરે છે તે લોકો જો પોતાનાં દેશ ઇરાનની એક વખત જાતે મુલાકાત લે તો કેટલું સારૂં! અને પોતે પોતાના બાપદાદાન જાહોજલાલી ભરેલા દેશ તરફ એક વખત કદમ લંબાવી પોતે નજરો નજર જુવે, અને પોતાના ન્યાગાનોનો ઇતિહાસ

પોતે જઈ સાંભળી શકે તો પોતે નિહાળીં શકે કે માદર વતન ઈરાન પોતાના બેટાઓને ભેટવાને અને પોંતાની સોડમાં દાબવાને કેટલું આતુરતાથી જુએ છે.

આપણા પ્રવીણ ભાષાશાસ્ત્રી મી૦ ગુસ્તાદ કે. નરીમાન જણાવે છે તેમ એ એક ઘણી આવકારદાયક અને ખુશાલીની વાત છે કે નામદાર મની-ઉલ-મુલ્ક જેવા દીલસોઝ ઉમરાવને ઇરાનની સરકારે મુંબઇ ખાતેના પોતાના પ્રતિનીધી તરીકે હાલમાં મોકલી આપ્યા છે. ઈરાનને માટે પારસીઓનાં જીગરમાં જાનફેશાની ઉત્પન્ન કરવાને માટે એઓ અચ્છો પ્રયાસ કરી રહ્યા છે. ઈરાન માંહેલા જરથોસ્તીઓની ઉન્નતિ માટે અને આપણાં એ કદીમ વતનની ખીલવણી કરવાની ઉમદા મકસદથી મુંબઈમાં ત્રણ મંડળો સારૂં કામ કરી રહ્યાં છે. મી૦ નરીમાનના શબ્દોમાં, "Perhaps the new year will witness greater zeal and activity on the part of the Amelioration Society. The Irani Anjuman has throughout shown itself vigilant and alive to the requirements of its members under the invaluable conscientious guidance of its President and Mr. Dinshaw Irani. As for the Iran League, so long as Sir Hormasji Dinshaw's wide experience and unstinted generosity are available

to the vigorous institution Persia has nothing but reasons for unalloyed felicitations."

ખુદ હિંદુસ્થાનમાં સર રતન તાતાની ઉદાર મદદ સાથે પત્તનીપુત્રનાં અસલ શહેરવાળી જગોએ ખોદકામ અને શોધ ખોળ ચલાવતાં પારસી શિલ્પકળાનો ભાસ આપનારો ભવ્ય મેહેલ રોશનીમાં આવ્યો છે, તો શું રચના યુકત શોધ ખોળો અને નીયમીત ખોદકામ ઈરાનમાં કરવામાં આવે તો આપણી પુરાતન જાહોજલાલી દરશાવનારાં દટાઇ રહેલાં બાંધકામો અને તે ઉપરાંત કિમતી હસ્તલેખો અને કીતાબો હાથ નહિ આવશે ?

પારસી જેવી ચંચળ ને ચટપટી કોમમાંથી શું કોઇ લાયક જવાન પુરૂષો જેઓ સાહિત્યના શોખવાળા તથા ફારસી બોલનારા હોય તેઓ ખંત સાથે આ કામ ઉપાડી ન લે ? માહારી ખાતરી છે કે જો ઉત્તેજન મળે તો કેટલાક સાહસિક ઇરાની તથા પારસી યુવાનો આ અગત્યનું કામ ખચીત ઉપાડી લે.

દવલત શાહ સમરકંદીના લખવા મુજબ ફીરદોસીનું આખું નામ હસન બીન ઈશાક બીન શરફશાહ હતું. પણ બઈસરખાન તથા તવારીખે નઝીદેના કર્તા પ્રમાણે એનું નામ અબુલકાસીમ મનસુર અથવા અબુલકાસીમ હસન હતું. મજમાઉલ ફુસુહા એના બાપદાદાઓનાં નામો સાથ એનું

નામ નીચે મુજબ આપે છેઃ–અબુલકાસીમ હુસન બીન ઈશાક બીન શરફશાહ મુહમ્મદ બીન મન્સુર બીન ફખુરૂદ્દીન અહમદ બીન હકીમમૌલાના ફરરોખ.

ફીરદોસ (એટલે બેહેશ્ત) નામનો એક બાગ એના બાપની રખેવાળીમાં હતો, તે ઉપરથી આપણા કવિએ પોતાનો તખલ્લુસ (યાને કલમી નામ) 'ફીરદોસી' ધારણ કીધો. એ શખ્સ તુસ શહેરની નજદીકમાં આવેલાં એક ગામનો દેહકાન હતો. દેહકાનો તેઓ કે જેઓ ચઢીઆતા દરજ્જાના ખેતીકારો હતા; તેઓ મરદાના, સ્વતંત્ર, તથા પોતાનાં સ્વચ્છ લોહી અને કદીમ તોખમ માટે મગરૂર રહેતા; ખુદ પોતાના હાથોથી મહેનત કરતા, ને રોપણી ને કાપણી કરતા, તથા સ્વશ્રમથી પોતાનું રળતા; તેથી કોઇનો સખુન કે તાનાજની આ દેહકાનો સાંખતા નહિ.

એવા વાતાવરણમાં આપણા ફીરદોસીનો જન્મ થયો હતો, કે જયાં ઈરાન દેશનાં આગળાં મહત્વનો ઉંડો છાપ હજી સુધી જળવાઈ રહેલો હતો, આગળા બળવાન પ્રતાપિ પાદશાહો અને શુરા સીપેહસાલારોની યાદ તે ભૂમિમાં પ્રસરી રહેલી હતી, અને તે યાદને ત્યાંના લોક ઉલટભેર વળગી રહેલાં હતાં, આગળી નામીચી ઈરાની શહેનશાહતની મોહોટાઈનો ખ્યાલ આપનારા પ્રૌઢ મીનારાઓ, બુરૂજો, સ્થંભો,

મહેલો, ઈત્યાદિનાં ખંડિયરો નજરે નહિ પડતાં હોય; છતાં તે અતરાફનું દરેક નાળું, દરેક ખીણુ, દરેક ડુંગર, તો મહાન કદીમ તવારિખની હરદમ યાદ કરાવતાં હયાત અને સજીવન હતાંજ; અને જે પુરાતમ પારસી પ્રજા દુનિયામાં મહા-ભારત કીર્તિવંત નામ કહાડી ઇરાનનું નામ મશહુર બનાવી ગઈ હતી, તે પ્રતાપિ પ્રજાનું રકત પોતીકી રગોમાં ધરાવવા વિષે હાલની પ્રજા જબરૂં અભિમાન ધરાવતી હતી. નવા હાકમોની હાકની દેશમાં ચાલી રહી તથા ધર્મ પણુ સદંતર બદલાઈ ગયો; પરંતુ આગળા લડાયક કાળની જાહોજલાલીનું સ્મરણુ તથા ગયો વખત એક વાર પાછો પણુ આવે એવી ઉલટ, ઉમેદ તો પ્રજા સમૂહના હુયામાં ધડકતી, ફડકતી રહેલીજ. ચોખામાં ચોખા ઈનસાફ વિષેની ઉપમા આપવી હોય, તો જનલોક હજી પણુ ફરરોખ ફરીદુન અને અદલ નોશીરવાનનીજ યાદ પકડશે. અનોપમ શહેનશાહી ઠાઠમાઠ અને દબદબા વિષે બોલવું હશે તો અત્યારે પણુ જમશીદ, કયખુશરો, કે ખુસરો પરવીઝની ઝગઝગતી જાહોજલાલીનું તેઓ સ્મરણુ કરશે. કોઈ શૂરા જંગી મર્દનાં વખાણુ કરવાં હશે, તો તેને હજી પણુ લોકો બીજા તેહેમતન રૂસ્તમ કે રોઈનતન શાહજાદા અસ-ફંદીયારની ઉપમા આપશે.

ફીરદોસીના જમાનામાં દેશનું વાતાવરણુ પુરાણુા કાળની હેરતમંદ બહાદુરીના મઘમઘાટથી પમરી રહેલું, અને રૂસ્તમ

તથા અસફંદીયારનાં કદમો જાણે હજી પણ ત્યાં જણાતાં. એવી હવામાં અને એ ભૂમિમાં ફીરદોસી જન્મેલો અને ઉછરેલો, તેથી તેની અસર હેઠળ એ કવિરાજ તે પ્રાચીન હેરતમંદ જંગી જમાનાનાં એવાં રસીક દાસ્તાનો તેનાં શાહનામાંનાં પુસ્તકની ચમત્કારિક બેતોમાં મુકી ગયો છે કે પોતાનાં દેશને, તેમજ પોતાનાં નામને, દુનિયાંનાં ચારે ખૂણે તેણે પ્રકાશિત બનાવ્યાં છે.

હતા આપણા પૂર્વજો પૃથ્વીના રાય,
અદલ તેમનાં રાજ્યની કીર્તિ ગવાય.
છે રૂસ્તમનાં શાર્યથી અચરત સંધાં,
વસે હર દીલે એનાં દાસ્તાન બધાં.

ત્યારે શી નવાઇ કે ફીરદોસી જેવાં જવાન, કવિ ભેજાંમાં રૂસ્તમનું નામ રમી રહેલું? શી નવાઇ કે એનાં ઉત્કંઠિત આત્મામાં ઉલટ સળગી ઉઠેલી કે તે જંગી જહાં જોય જહાં પહેલવાનનું નામ તમામ આલમમાં એ આશકારા બનાવી જાય?

કીધો એવો એ કવીશ્વરે વિચાર,
કરૂં નામ હું રૂસ્તમનું જગમાં આશકાર.

ગરીબ માબાપને ત્યાં એ અવતરેલો, મગર દહેકાનોનું સ્વચ્છ ને ઉમદા લોહી એની નસોમાં વ્હેતું હતું, એટલે હિમ્મતથી અટકળ કરી શકાય કે કયાનીયાન અને સાસાનીયાન તોખમ એ ધરાવતો હતો. ઉંચ ખાનદાનની પ્રસંશા કરી હલકાં તોખમની કનિષ્ટતા વિષે એણે ઘણી ગમ લખ્યું છે, જે ઉપરથી સિધ્ધ થાય છે કે એ પોતે ઉંચ કુળ અને ઉમદા તોખમનો હતો અને તે માટે તે મગરૂર હતો. મર્વનો રહીશ આઝાદ સર્વ, જેના પાસેથી રૂસ્તમનાં મૃત્યુનો અહેવાલ ફીરદોસીએ સાંભળેલો હતો, તે પણ પોતાને સામ નરીમાનની ઓલાદનો ઓળખાવતો હતો.

એવી તોખમના સબબે, તેમજ જે વાતાવરણમાં અને જે સંજોગો વચે ફીરદોસી ઉછરેલો હતો તેથી, અને વિશેશમાં એની પોતાની કુદરતી વળણુના સબબે, પોતાનાં સ્વદેશના ઇતિહાસને જાથુકનું રૂપ આપવા વાસ્તે એનામાં પુરેપુરી લાયકાત હતી.

પારકા મજહબવાળાઓના દોરથી ઇરાનની અસલી તવારીખમાં ઘણાં ગાપચાં પડી ગયાં હતાં, પરંતુ જેટલું જળવાઇ રહેલું હતું, તેટલું વતીક આગળી મોતેબરી અને જાહોજલાલીનો ભાસ આપવા માટે કાંઇ થોડું ન હતું. ગમે એવા જુલમાતો ગુજરી ગયલા હોવા છતાં, બધુંજ કાંઇ દટાઇ, ભુસાઇ ગયું ન હતું.

પારસી પાદશાહો, મૂખ્યત્વે સાસાની વંશના રાજ્યપતિઓ, તવારીખ એકઠી કરવાની હોંશ રાખતા. નોશીરવાને તથા ખુસરો પરવીઝે એવા સંગ્રહો કરેલા કહેવાય છે. છેલ્લા સાસાની પાદશાહ યઝદઝરદે કયોમરસથી ઈરાન અને તેના રાજકર્તાઓને લગતો જેટલો મળી શકે એટલો ઈતિહાસ, તેમજ એકઠો થઈ શકે એટલો મોહોડેનો અહેવાલ, મહા શ્રમ લઈને જમા કરાવ્યો હતો, અને તે આખો સંગ્રહ નિયમીત ગોઠવાવી, રચાવી, એક ગ્રંથના રૂપમાં જમાવ્યો હતો.

એ સંગ્રહ બાસ્તાનનામાં અથવા ખોદાઈનામાં અથવા સયર-અલ-મુલ્કનાં નામે જણાયલો છે, અને પહેલવી ભાષામાં લખાયલો છે. એ નામું રચનાર મદાયનનો દાનેશ્વર દેહકાન કહેવાય છે, જેણે એ કામમાં ઘણા વિદવાન મોબેદોની મદદ લીધી હતી એમ કહેવાય છે.

પેહેલવીમાં લખાયલું એક પણ પારસી ઈતિહાસનું પુસ્તક હાલમાં મોજુદ જણાતું નથી. પરંતુ જુન ૧૯૨૩માં જામે જમશેદ પત્રમાં મી૦ એરચશાહ અરદેશર પારખે અરબી કીતાબોમાંથી શોધી કાહાડેલી નહિ જણાયલી પારસી તવારીખની બાબત ઉપર જે લખાણો કીધાં છે તેમાં તેઓએ કહ્યું છે તેમ એ ઉપરથી એમ નથી ઠરતું કે સાસાન્યન જમાનામાં પેહેલવી તવારીખનાં દફતરો, ગ્રીકો અને રોમનોનાં જેવાં, બલ્કે તેથી પણ ઘણાં વધારે, પારસીઓ ધરાવતા નહિ

હતા. જાણીતો આરબ તવારીખનવેશ માસુદી જણાવે છે કે તેણે બનાવેલી કીતાબ, અખબારજ જમાન વ અલ વસન,માં તેણે ઇરાની પાદશાહોની તાજપોશી, જે ખાસ દબદબાભરી ક્રિયાઓ સાથ કરવામાં આવતી હતી, તેનાં બ્યાન, તેમજ દરેક પાદશાહે શું શું બાંધકામો કરાવ્યાં હતાં તેનાં વર્ણન, આપેલાં છે. આ કીતાબ અલબતે પારસી રાજપતિઓના ઈતિહાસની બાબતમાં ઘણી નવી રોશની આપી શકે, માટે કોઈબી કોશેશથી એ જ્યાંથી પણ મળી શકે ત્યાંથી મેળવવાની દરેક કોમહિતકારી જરથોશ્તીની ફરજ છે. આ વાસ્તે દૂર દેશાવરોમાં વસ્તા પારસીઓને મી૦ પારખ વાજબી અપીલ કરે છે કે જે સાહેબો અરબી અને ફારસી પુસ્તકખાનાંઓમાં શોધ ચલાવી શકે, અથવા પોતાના ઇસ્લામી દોસ્તો મારફત એ કીતાબની હસ્તી બાબત ખબર મેળવી શકે, તેઓએ ખસુસ એમ કરવા વગર રહેવું નહિ.

ગ્રીક તવારીખનવેશ ઝેનોફોન જણાવી ગયો છે કે પારસી પાદશાહોની દરબારમાં દરરોજની તવારીખ લખાતી હતી; અને માસુદી લખે છે કે સાસાની જમાનામાં સાકીસીરાન નામનું પારસી તવારીખી પુસ્તક બહુ લોકપ્રિય હતું, જેમાં પાદશાહ ઝુ અને અફ્રાસીઆબ વચેની જંગોનું

બ્યાન તેમજ શાહજાદા શીઆવક્ષને લગતો અહેવાલ, રૂસ્તમ-અસ્ફન્દીઆરનું દાસ્તાન, તથા બહમન બાદશાહ અને જહાંપહેલવાન તેહેમતન સાથની તેની લડાઈઓનાં વર્ણનો, આપેલાં હતાં. વળી માસુદીના કહેવા પ્રમાણે સાસાની પારસીઓ પાસે પહેલવી લોહોરાસ્પનામું હતું જેમાં એ પાદશાહે બલ્ખ શેહેરને કેમ સ્થાપ્યું અને શિંગાર્યું, અને તે શેહેર ઉપર તુરાની અરજાસ્પે કેમ ઘેરો ઘાલ્યો અને લોહોરાસ્પે બચાવ કીધો, તેમજ લોહોરાસ્પને કેવી રીતે મારી નાખવામાં આવ્યો અને કેઈ રવેશે તેનો કીનો લેવાયો, તેનો એહેવાલ લખાયલો હતો.

કવિ ફીરદોસીએ પોતે કહ્યું છે કે શાહનામાંનો મોટો ભાગ એણે બાસ્તાનનામાંની પહેલવી કીતાબ ઉપરથી લીધો છે. બાસ્તાનનો અર્થ "જુના કાળનું" એવો પણ થાય છે. આ ઉપરથી મી૰ પારખ શંકા બતાવે છે કે બધાઓ માને છે તેમ ફીરદોસીએ ખરેખર કોઇ બાસ્તાનનામાં નામની કીતા-બનોજ તરજુમો કીધો છે એમ નહિ, પણ તે માત્ર એમ કહેવા માંગે છે જે "જુના કાળની" કોઇ પહેલવી કીતાબ પરથી તેણે શાહનામું રચ્યું છે; અને એઓ એવું અનુમાન કરે છે કે જે જુની અને માન પામેલી કીતાબમાંથી ફીરદોસીએ શાહનામું લખ્યું છે તે આજ સુધી જેમ સમજવામાં આવે છે તેમ બાસ્તાન નામું નથી, પણ માસુદીએ જણાવેલું સાકીસીરાન છે.

હીજરી સાલની બીજી સદીમાં અરબી જબાનમાં આસ્તાનનામાનું ભાષાંતર અબદલ્લા ઇબ્ન અલ મોકફ્ફાએ બનાવ્યું હતું, કે જે શખ્સ એક વિદવાન ઇરાની હતો જેણે ઇસ્લામી ધર્મ અખત્યાર કીધો હતો. કંઇએક બીજા ગબરો (જરથોશ્તીઓ) ખાનગી રીતે અસલી દંતકથાઓ ભેગી કરતા રહ્યા હતા. અને પારસી તોખમનો શાહજાદો યાકુબ ઇબ્ન લેથ (લેસ), જેણે સફ્ફરીદ વંશનો પાયો નાખ્યો હતો અને જે ખલીફાની ઝુસરીમાંથી છુટો થવામાં ફતેહમંદ થયો હતો, તેણે પોતાના નામાંકિત વડીલોની મુઆફેક પ્રાચીન તવારીખ ભેગી કરવાનો પ્રયત્ન ઉલટથી ચાલુ કીધો. હીજરી સને ૨૬૦ માં એનું પુસ્તક તૈયાર થવા પામ્યું હતું, અને તેની નકલો ખોરાસાન તથા ઇરાકમાં છૂટથી ફેલાઇ હતી. એ યાકુબનું વંશ લાંબો વખત રાજ્યસત્તા ભોગવી શકયું નહિ. મગર એ વંશ પછી જે સામાનીદ શાહો સત્તામાં આવ્યા, તેઓ પણ એ કામ પૂઠે ખંતથી પડયા. અને હીજરી સાલ ૩૬૫ (ઇ. સ. ૯૭૬) માં શાહ નુહ બીજો તખ્ત ઉપર આવ્યો ત્યારે તેણે દરબારી કવિ દકીકી જે એક ગબર (જરથોશ્તી) હતો, તેને એ કામ સોંપ્યું. પરંતુ એ કવિનું એક ગોલામને હાથે ખુન થવાથી, તેનું કામ અધુરૂં ખોરંબે પડયું; અને ખુદ સામાનીદ વંશનો પરાજય ગઝનવી શાહોને હાથે થયો.

ઈ. સ. નવમી સદીને છેડે બાસ્તાનનામાંનો પહેલવી-માંથી ફારસીમાં તરજુમો અબુમનસુર બીન અબદુર રઝાક બીન અબદુલ્લા ફરરોખે બનાવ્યો, અને તેમાં કેટલોએક ઉમેરો કીધો. કહે છે કે આ કામમાં એને ચાર શખ્સોએ મદદ કીધી હુતી, જેઓનાં નામ તાજ બીન ખોરાસાની (હેરાતનો), યજદાનદાદ શાહપુર (સીસ્તાનનો), માહવી બીન ખુરશીદ (નીશાપુરી), તથા શાદાન બીન બરઝીન (તુસી) હુતાં. એ નામો બતાવે છે કે ચારે જણ પારસીઓ હશે, અને એઓનાં ખાનદાન અને મુલ્કમાં ઘણીએક અસલી કથાઓ પેહેડી દર પેહેડી ઉતરી આવી હશે. એવી કથાઓ, મૂખ્ય કરીને ballads (ખ્યાલ ટપ્પા) જેવાં કાવ્યોનાં રૂપમાં, મોહ દર મોહ પેહેડી દર પેહેડી ઉતરી આવવે, ઘણા મુલ્કોની તવારીખ તેનાં અસલ spirit (જોસ) સાથે જળવાઇ રહેલી છે, તે એક જાણીતી વાત છે; અને એ કારણે એક લેખકે કહ્યું છે કે "If a man were permitted to make all the ballads, he need not care who should make the laws of a nation." (યાને જો એક પ્રજાનાં તમામ બેલેડો--ખ્યાલ ટપ્પા--એક શખ્સને કરવા દેવામાં આવે તો તે પ્રજાના કાયદા કોણ બનાવે તેની પરવા કરવાની જરૂર નથી). સ્કોટલન્ડ દેશની એવી પુરાણી દંતકથાઓ અને બેલેડો સાંભળી લઈ, તેનો સંગ્રહ કરીને સુપ્રસિધ્ધ કવિ

અને નવલકથા રચનાર સર વૉલટર સ્કોટે પોતાનાં કાવ્યો, નવલકથાઓ, ઈત્યાદિ, માં તે ગુંઠી, વણી લઈને તે દેશની પુરાતમ તવારીખ અને ત્યાંના શૂરા લડવૈયાઓ અને ગુણીયલ રૂપસુંદરીઓનાં મોહક દાસ્તાનોથી આપણને જાણીતા બનાવ્યા છે.

ગઝનવી વંશનો શાહ મહમ્મુદ સબક્તગીન જ્યારે ગાદીએ આવ્યો ત્યારે તે ખલીફાની ઝુંસરીમાંથી વધારે સ્વતંત્ર બનતો ગયો; અને જો કે તે એક ચુસ્ત ઇસ્લામી જોદ્ધો હતો, છતાં ફારસી સાહિત્ય અને વિદ્યાને પૂષ્કળ મદદ અને ઉ-તેજન આપનો રહ્યો. ઇરાની શાહનશાહતની પ્રાચીન ઐતિહાસીક કથાઓ ભેગી કરાવવા ઉપર એનું મન ઘણું દોડયું; અને આજુબાજુના સરદારો અને ઘણાએક દેહકાનોની મદદ મેળવતા રહી એણે મોહોટો સંગ્રહ એકઠો કીધો, અને તેમાંના કંઈક કંઈક દાસ્તાનો પોતાના દરબારી કવિઓને આપીને જાથુકની જાળવણી માટે તેને કવિતાઇ રૂપમાં મેળાવવાનું કામ એણે શરૂ કીધું. અને જેમ આગળ ચાલતાં જણાવવામાં આવશે તેમ આખરે એ તમામ પુસ્તક કાવ્ય રૂપે બનાવવા માટે મહમ્મુદે ફીરદોસી તુસીની નેમણુંક કીધી.

ફીરદોસી પોતે પોતાનાં બનાવેલાં શાહનામા માટે શું કહે છે?—

રચી છે મેં બેત સાઠ હજાર સરફરાજ,
કાંઈ જંગો ને યુધ્ધોનાં વર્ણનને કાજ;
કાંઈ શમશીર ને તીર ને કમાન ને કમંદ,
કાંઈ ગુર્ઝો તથા તિક્ષણ ભાલા બુલંદ;
કાંઇ યુધ્ધોના દીવસે શૌર્યનાં કામ,
શૂરાનાં પરાક્રમ ને જોસદાર કલામ!

*  *  *  *

ઉઠાવી ઘણી જેહમત મેં ત્રીસ સાલ,
ઇરાન કીધું જીવતું, રચી આ અહેવાલ.

સાઠહજાર જેવી ગંજાવર સંખ્યાનાં બેતોમાં ફીરદોસીએ શાહનામાંની કીતાબ બનાવી છે, છતાં આ નોધ લેવા જેવી બીના ઉપર એરવદ કુતાર બીરાદરો એ કીતાબના કીધેલા પોતાના તરજુમાના પહેલા વોલ્યુમમાં આપેલા ખોલાસામાં ધ્યાન ખેંચે છે કે શાદી, રામશ્ની, કે લડાઈનાં વર્ણનોમાં તેની તેજ એક બેત ફીરદોસીએ બે વાર વાપરેલી જોવામાં આવતી નથી, જે એક નવાઇ છે તેમજ એ કવિની કાબેલ્યત અને કવિતાઈ શક્તિ દેખાડી આપે છે.

ઇંગ્રેજીમાં જાણીતી કહેણી છે કે coming events cast their shadows before (યાને, આવતા બનાવો તેના પડછાયા આગમચથી નાખે છે), અને આપણી ગુજરાતી ભાષામાં

પણ જાણીતી કેહેવત છે કે "પણોતો પુત્ર પાળણામાંથી જણાય." કહે છે કે કવિ ફીરદોસીના જન્મ વખતે તેના બાપે સ્વપ્નું દીઠું કે તેનું બાળક ઘરને છાપડે જઇ કેબલા તરફ મોંહ કરી પોકાર કરે છે જેનો ચોતરફથી તેને પ્રત્યુત્તર પાછો મળે છે. ઉંઘમાંથી ફારેગ થતાં ફીરદોસીનો બાપ નજુમુદ્દીન નામના એક સેતારેશનાસ આગળ ગયો, અને પોતે જે ખુવાબ જોયો હતો તે કહી સંભળાવી તેની તાસીર પુછી. જવાબમાં તે કાબેલ સેતારેશનાસે કહ્યું કે ખુશી થા કે તાહારો દીકરો મહા વિદ્વાન થશે અને પૃથ્વીની ચારે દિશાએ એની કીર્તિનો ડંકો વાગશે. આ આગાહી બોલેબોલ ખરી પડી છે તે કહેવાની જરૂર નથી.

છ વર્ષની ઉમરનો થતાં અબુલ કાસીમ તે આપણા ભવિષ્યના ફીરદોસીને તેના બાપે કેળવણી અપાવવા માંડી. ઉલટ અને ઝડપથી નાહાનો અબુલ વિદ્યાભ્યાસમાં વધતો ગયો, અને ભાષા તેમજ કવિતાઇ એબારત ઉપર ઉસ્તાદી કાબુ મેળવતો ગયો. કદીમ ઈરાની પાદશાહાતોનાં દાસ્તાનોનું એક સુંદર કાવ્યરૂપી પુસ્તક બનાવવાની એને ભારે ઉલટ હતી; પરંતુ એ બાદશાહોની સંપૂર્ણ તવારીખ એની પાસે નહિ હોવાથી પોતાની ઉલટને એ રાહ આપી ન શકવાથી એ રંજીદા રહેતો હતો. મગર આખરે એના એક દોસ્ત મોહમ્મદ

લશ્કરી પાસેથી એ તવારીખનું પુસ્તક એને મળ્યું, અને શાહનામું લખવાનું એણે શરૂ કીધું.

ફીરદોસીએ શરૂમાં ઝોહાક અને ફરીદુન પાદશાહનું કેટલુંક દાસ્તાન બેતોમાં બનાવ્યું, જે બધાને બહુ ગમ્યું, અને તેની ખબર તુસના તે વખતના હાકમ અબુ મનસુરને પડતાં, તેણે જવાન ફીરદોસીને તેડાવી મંગાવ્યો અને તેની કવિતા સાંભળી ખુશ થઇ તેને સારો સરપાવ બક્ષેશ કીધો, અને એજ કામ ઉપર તે મંડેલો રહે તે માટે તેના ખર્ચ ખુંટણનો બંદોબસ્ત કરી આપ્યો. આથી ઉલટ પકડી એજ કામ પાછળ હવે ફીરદોસી મંડયો. પરંતુ ટુંક વખતમાં એ નેક હાકમ ગુજરી ગયો; અને તેની જગોએ અસ્લાન ખાન નામનો જે નવો હાકમ આવ્યો તેનાથી ફીરદોસીના બાપ અને કુટુંબ ઉપર ઘણો જુલમાટ પડવા લાગ્યો, જેથી ફીરદોસીએ વિચાર કીધો કે રાજધાની શેહેર ગઝની જઈને શાહ મહમ્મુદ આગળ આ જુલમાટની હકીકત રજુ કરી જાલમ અસ્લાનના જુલમનો અંત આણવો.

આ મકસદ સર તુસ શહેરથી એ નીકળી પડયો. લાંબી સફર પછી ખરડાયલી લચરાયલી હાલતમાં કેટલેક દિવસે એ શેહેરે ગઝનીનાં પરાંઓ આગળ આવી પહોંચ્યો. એવું બન્યું કે એજ વખતે તે તરફના એક બાગમાં ત્રણ પંકાયલા

કવિઓ, અનસરી, અસજદ્દી અને ફરરોખી, જ્યાફત લેતા બેઠા હતા. મહમ્મુદશાહની દરબારમાં એ ત્રણેનો આલા દરજ્જો હતો અને પાદશાહ તરફથી તેમને સારો દરમાયો મળ્યો જતો હતો, કેમકે મહમુદ સાહિત્યનો શોખીન તથા વિદવાનોને ઉત્તેજન આપનાર રાજપતિ હતો. આ ત્રણ શખ્સોનો દમામ, દેખાવ અને ઉંચો પેહેરવેશ જોઈ ફીરદોસી સમજી ગયો કે એઓ કોઈ મોહોટા દરબારીઓ હોવા જોઈએ અને જો એઓ આગળ જઈને માહારો એહેવાલ જાહેર કરીશ તો બનવા જોગ છે કે એઓ મને નામવર શાહની હજુરમાં લઈ જશે, અને તે શાહ સન્મુખ માહારી ફર્યાદ રજુ કરવાનું બની શકશે. આ બાજુ પેલા ત્રણ દરબારી કવિઓએ જોયું કે કોઇ ગામડીઓ શખ્સ દૂરથી તેઓ ભણી ચાલી આવે છે અને આવીને મબાદા તેઓની મજાહમાં ખલલ પાડશે. અસજદ્દી અને ફરરોખીએ વિચાર જણાવ્યો કે એ આદમી તેઓની નજદીક જેવો આવી લાગે કે હડધુત કરી તેને હાંકી કહાડવો. મગર અનસરી એ વિચાર સાથે એકમત ન થતાં બોલ્યો કે ના, કોઈ માણસના બહારના દેખાવથી ભૂલી તેને હીણવો નહિ જોઈએ; અને તેણે એક બીજીજ રીત સૂચવી જેથી પેલા બાગાના મર્દને પોતીકી મેળેજ ચાલતી પકડવી પડે અનસરીની આ સૂચના કેમ અમલમાં મેલવી તે બાબત ત્રણે કવિઓ મસલત કરી રહ્યા, તેટલામાં ફીરદોસી તેઓ

નજદીક આવી પહોચ્યો, અને સભ્યતાથી તેઓને સલામ કીધી. સલામના જવાબમાં કવિ અનસરી બોલ્યો, "ભાઈ, અમે ત્રણ જન કવિઓ છઈએ, અને અમારી મોજમાં કવિ સીવાય કોઈ બીજાને ભાગ લેવા દેવા અમો નારાજ છઈએ." ફીરદોસીએ અચકાયા વગર તુરત જવાબ દીધો કે તમારો ગોલ:મ બી એક કવિ છે. "તો ઠીક," અનસરી બોલ્યો, "અમારી જયાફતમાં શામેલ થવાની શરત એ છે કે એક ચોકસ મીઝાન અને ચોકસ અનુપ્રાસવાળી એકેક લીટી અમો ત્રણ જોડીએ, અને જો તમે તેવીજ ચોથી લીટી જોડી કહાડી કવિતા પુરી કરી આપો તો અમારી જયાફતમાં તમોને ખુશીની સાથ અમો શામેલ કરીશું. અગર તમો જે લીટી જોડો તે પ્રાસ કે મીઝાનમાં ખોટી માલમ પડે તો તમોએ અહીંથી તુરત ખસતા થવું." ફીરદોસીએ આ શરત કબુલ રાખી. પેલા દરબારી કવિઓને તો ખાતરી હતી કે આ શરત પ્રમાણે એ શખ્સથી કવિતા જોડવાનું બનશેજ નહિ, અને તેથી ટાઢે પાણીએ કાસળ પટશે, કેમકે એઓએ પોતા પોતામાં આગમજથી એવો અનુપ્રાસ ગોઠવી રાખ્યો હતો કે જે અનુપ્રાસવાળા ફારસી ભાષામાં ફકત ત્રણ શબ્દો છે, જેથી ચોથી લાઈન કોઈથી બનાવી શકાયજ નહિ.

પેહેલી લાઈન અનસરીએ જોડી:—

ચું આરઝે તો માહ ન બાશદ રોશન
(તુજ ચેહેરા સમ ચંદ્ર બી હોય ન રોશન).

બીજી લાઇન અસજદીએ જોડી:—

માનન્દે રૂખત ગુલ ન બુવદ દર ગુલશન
(તુજ ગાલ સમ ગોલાબ બી ન ઉગે ગુલશન).

ફરરોખીએ ત્રીજી લીટી ઉમેરી:—

મીઝગાનત હમી ગુજર કુનદ અજ જોશન *
(ભવાં તાહરાં નાખે છે ચીડી જોશન).

આપણા ગામડયા ફીરદોસીએ ચોથી લીટી તે પંકાયલા કવિરાજોની ભારી અજાયબી વચ્ચે જરા પણ અચકાયા વગર તાબડતોબ નીચે મુજબની જોડી કહાડી કવિતા પુરી કરી આપી:—

માનન્દે સનાને ગીવ દર જંગે પોશન
(મીસાલ ગેવનો ભાલો જ્યાર લડયો પોશન).

અહા હા! અનસરી, અસજદી અને ફરરોખી ખુશ ને અજબ થઇ ગયા. અનસરીએ આ બીચારા શખ્સની આવી

* જોશન એટલે બખ્તર.

હાજર જવાબીની તારીફ કીધી અને પોતાની પાસે જગો કરી તેને બેસાડયો. ખાતાંપીતાં વાત ચલાવતાં જણાઇ આવ્યું કે આ મુસાફરમાં એવી કાબેલ્યત અને કવિતાઇ શકિત છે કે જે ભાગ્યે કોઇ બીજામાં હોય. અનસરીને હવે ફીરદોસી તરફ લગાર અદેખાઇ લાગી, અને તેણે નિશ્ચય કર્યો કે એને મહમ્મુદશાહ આગળ હાજર કરવો નહિ, નહિ તો એની મહા કમાલ્યત તેમજ પુરાતમ ઇરાનની તવારીખનું એનું વિશાળ જ્ઞાન જોઈ પાદશાહ એનાથી ખુશ બની એના ઉપર પોતાની મેહેરબાની વેહેતી કરી એનો દરજ્જો બીજા કવિઓ કરતાં એકદમ વધારી શે.

પરંતુ નસીબ સંજોગે શાહ મહમ્મુદના એક બીજા દરબારી નામે માહક સાથે ફીરદોસીને ઓળખાણ પડી; અને એ દરબારી ફીરદોસીની બાહોશી અને ગોફતેગોથી એટલો મોહ પામતો હતો કે અવરનવર શાહી દરબારમાંથી પણ નીકળી જઇ એની પાસે આવી બેસતો.

માહક એક દિવસે વાત કરતાં બોલ્યો કે અનસરીએ સોહોરાબ રૂસ્તમનો કીસ્સો કવિતામાં જોડયો છે જે પાદશાહ નામવરને ઘણો ગમ્યો છે; અને સોહોરાબનું સીનું ચીડી નાખવા રૂશ્તમ ખંજર ઉગામે છે, તે પળે સોહોરાબ રૂસ્ત-મને જે દીલભેદક શબ્દો કહી સંભળાવે છે, તેની જે બેતો એ

અનસરીની કવિતામાં છે તે શાહને બહુજ પસંદ પડી છે, અને તે નામદારે એવું મત આપ્યું છે કે અનસરી સીવાય કોઇ પણ બીજો શખ્સ એવી બેતો બનાવી શકે નહિ. ફીરદોસીએ માહકને પોતીકો વિચાર જરા બી આગમચથી જણાવ્યા વગર પહેલવાન રૂસ્તમ અને શાહજાદા અસ્ફંદીઆરનો કીસ્સો બીજે દહાડે જોડયો, અને સાંહાંજના માહક એને મળવા આવ્યો ત્યારે તેના આગળ તે વાંચી સંભલાવ્યો. રૂસ્તમ–અસ્ફંદીઆરનો એ અહેવાલ ફીરદોસીએ એવી નાદર બેતબાજીમાં બનાવ્યો હતો અને એવી તેમાં કવિતાઇ શકિત વાપરી હતી કે બે ઘડી માહક છક થયો, અને ફીરદોસી પાસે માંગી લીધું કે એ અહેવાલ તું મને આપ કે તે લઇ જઇ પાદશાહને દેખાડું. હજી માહકને ખ્યાલ નહિ હતો કે એ એહેવાલ ફીરદોસીએ જાતે રચ્યો હતો. વળતી સહવારે માહકે ભર દરબારમાં એ અહેવાલ શાહ સન્મુખ વાંચી સંભળાવ્યો. શાહ અને તમામ દરબારીઓ બેતબાજીનો આ નાદર નમુનો સાંભળી ખુશ થઇ ગયા. અધીરાઇથી શાહે સવાલ કીધો કે આવી ઉમદા કવિતાવાળી કીતાબ કોણ ધરાવે છે? ઉપર કહ્યું તેમ માહક જાણતો ન હતો કે એ કવિતા તો ફીરદોસીએ પોતે તાજી બનાવેલી છે, તેથી તેણે શાહને જવાબ દીધો કે "નામવર શાહ! એ કવિતાનો માલેક તાહારી એક અદના રૈયત છે જે તુસ વેરથી

મુસાફરી કરતો ત્યાંના હાકમના જુલમાટની ફર્યાદ કરવા અત્રે આવી લાગ્યો છે.”

પાદશાહે ફીરદોસીને તાબડતોબ પોતાની હજુરમાં બોલાવવાનો હોકમ ફરમાવ્યો અને સાથે ફરમાવ્યું કે તાહારી પાસે જે કીતાબ હોય તે લેતો આવજે. પાદશાહની દરગાહમાં આવી પુગતાં તેની વખાણમાં ફીરદોસીએ એક કવિતા ત્યાંને ત્યાં જોડી કાહાડી કહી સંભળાવી, જે મહમ્મુદને ઘણી પસંદ પડી અને સારી દરબારમાં તેનાં વખાણ થયાં.

શાહે ફીરદોસીને હવે ઘણા સવાલો પુછયા; જે ઉપરથી ફીરદોસીનું ઈરાનની કદીમ તવારીખનું બોહોળું જ્ઞાન માલમ પડી આવ્યું. કહે છે કે મહમ્મુદે એક સવાલ એમ બી પુછયો કે તાહારાં જન્મ શેહેરનું નામ તુસ શા ઉપરથી પડયું અને તેની સ્થાપના કયારે અને કેમ થઈ? ફીરદોસીએ કહ્યું કે જયારે ઈરાનના મુલક ઉપર નામવર પાદશાહ કયખુશરો રાજ કરતો હતો ત્યારે એક વખત તે પાદશાહે સપેહસાલાર તુસને ફરમાવ્યું કે તુરાનના પાદશાહ અફ્રાસીઆબ ઉપર ચઢાઈ લઈ જા અને માહારા પિતા શીઆવક્ષનું એણે ખુન કરાવ્યું હતું તેનું પુરૂં વેર લઈ આવ, પણ સંભાળ રાખજે અને જુરન તથા ખેલાતને રસ્તે લશ્કર લઇ જતો ના, સબબ કે તેમ કરતાં માહરો ભાઈ

ફરૂદ જે તે બાજુ હાકમી કરે છે તેની સાથ કદાચ તું આખડામણુમાં આવી પડે. મગર તુસ બાદશાહની સૂચના ઉપર અમલ ન કરતાં, જુરન અને એલાતના મુલકમાંથી લશ્કર લઈ ગયો. પરીણામમાં ફરૂદ જે આકળો અને ઝનુની હતો તેની સાથે તુસને જંગમાં ઉતરવું પડ્યું અને લડાઇ દરમ્યાન ફરૂદ બેજાન થયો. આ બનાવથી તુસ ગાભરો પડયો, કેમકે કએ-ખુશરોએ એને પોતાના બાપનો કીનો લેવા મોકલ્યો હતો અને અહિઆં તો એજ પાદશાહના એકપુરા ભાઇનું મોહોત નીપજયું. તેથી એને ફિકર થઈ કે પાદશાહ માહારા પર અતિશ ખફા થશે તેથી બેહેતર એ કે માહારે પાદશાહ આગળ પાછું ફરવુંજ નહિ. આવા વિચારથી તુરાનથી પાછાં ફરતાં જે જગ્યાએ તે અટકયો ત્યાં તેણે એક શહેર વસાવ્યું જે શેહેરને એણે પોતનાં નામ ઉપરથી તુસ નામ આપ્યું.

તુસ શેહેરની ઉત્પત્તિનો આ ઐતિહાસિક અહેવાલ ફીરદોસીથી સાંભળતાં, મહુમ્મુદશાહની પુરેપુરી ખાતરી થઇ કે આ જવાન ઇરાનની તવારીખની રજેરજની માહીતી ધરાવે છે અને તે સાથે કાવ્ય રચવાના હુન્નરમાં પણ એકકો જણાય છે, વાસ્તે શાહનામું બનોવવાનું કામ એ જવાન્યાનેજ સોંપવું. એ વિચારથી શાહે વડા વજીરને હોકમ આપ્યો કે આ શખ્સ શાહનામું પુરૂં કરી રહે ત્યાં સુધી દર હજાર

હજાર એતે હજાર સોનાના સીકકા એને આપવા વળી પોતાના રાજમેહેલની પડોસમાં ફીરદુસીને વાસ્તે એક મકાન બંધાવી આપ્યું, અને તે વખતના સૌથી સરસ ચિતારાઓને ફરમાવ્યું કે એ મકાનની દીવાલો ઉપર તાજવર પાદશાહો, કોલાહ અને બખ્તરથી સજાયલા શૂરા પહેલવાનો, મસ્ત હાથીઓ, તેજી ઘોડા, જબરા સિંહો અને વાઘો, અને બીજા તરેહવાર દીલ ઉશ્કેરનારા જંગી દેખાવોનાં ચિત્રો રંગે કે જેથી કરી શાહનામાંની બેતો જોડતાં જોડતાં ફીરદોસીને એવા દીલકશ અને જંગી દેખાવો નજરે પડતા રહે, અને એની કલ્પના શકિતને તેજ રાખે.

જેમ જેમ ફીરદોસી શાહનામું લખતો ગયો, તેમ તેમ અવારનવાર તેમાંનાં કેટલાંક દાસ્તાનો સુલતાન મહમ્મુદને વાંચવા સારૂ લાવ્યા કરતો રહ્યો. એજ બાબદો બીજા તવારીખનવેશો અને લખનારાઓથી આગળ જાણમાં આવેલી, પણ તે ફીરદોસીની રસીલી અને ઝમકદાર એબારતમાં તો નહિજ. એની બેતબાજીમાં એવો તો રસ સમાયલો કે જે બી તે વર્ણવે, શું યોદ્ધાઓનાં જંગ, કે શિકારગાહનું બ્યાન, યા ગમીનો દેખાવ કે ખુશાલીની મીજલસ, તેમાં કંઈ નવું નવું, દીલ બહેલાવનારૂં, હૈયું ઉસકેરનારૂં, ચીત્તાકર્ષક હોય ને હોયજ.

તે વખતના બધા મશહુર કવિઓએ એની શ્રેષ્ટાઈ સ્વીકારી. કવિ અનસરીએ એને માટે કહ્યું છે કે—

આફ્રીન બર રવાને ફીરદુસી,
આન હુમાયુન નેહાદ ફરખંદેહ;
ઉ ન ઓસ્તાદ બુદ વ મા શાગેર્દ,
ઉ ખુદાવંદ બુદ વ મા બંદેહ.
(ફીરદોસીના રૂહ ઉપર આફ્રીન હોજો,
જે બખ્તાવર ખસલતનો હતો નેકનામ;
ન ચેલા હમો ને એ ઉસ્તાદ હતો,
મગર એ ખુદાવંદ ને હમો ગોલામ!)

સર્વે દરબારીઓમાં ફીરદોસી માનીતો થઈ પડયો. મગર એક દરબારી સાથ તેને સારૂં ન હતું, જે સુલતાનનો વડો વજીર ખાજા હસન મએમંદી હતો. એ શખ્સ જેટલો મગરૂર તેટલો ખારીલો હતો. ફીરદોસી સીવાય બધા કવિઓ એની ખુસામદ કરતા અને વખાણો ગાતા. પેહેલી હજાર બેત પુરી કરતાં, તેની હજાર સોનાની અશરફી ફીરદોસી લઈ આવ્યો. મગર ત્યાર પછી જે બેતો તે બનાવતો ગયો તેની

અશરફીઓ લઈ આવવા વડા વજીર આગળ જવાના તેણે અખાડા કીધા; કેમકે તેની આગળ જઈ તેની ખુસામદ કરવા ફીરદોસીને રૂચતું નહિ હતું. વખતો વખત અશરફીઓ નહિ લઈ આવવાનું કારણ બહારથી ફીરદોસી એવું જણાવતો કે શાહનામું સંપૂર્ણ લખાઈ રહ્યા બાદ તમામ નાણું હું સામટું ઉપાડીશ કે જેથી કરી માહારાં જન્મ શેહર તુસની નદી ઉપર એક પુલ બંધાવી આપવાની માહારી આહેશ પાર પાડી શકું. મએમંદી અલબત સહમજતો હતો કે ફીરદોસીને માહારી દરકાર નથી અને જરા પણ એ માહારી ચાપલુસી કરતો નથી, અને તેથી તેણે મનમાં ગાંઠ બાંધી રાખ્યો હતો કે દાવ આવવે એને ફટકો લગાવવો.

ત્રીસ વર્ષની સખ્ત મહેનત પછી ફીરદુસીએ સાઠ હજાર બેતો પુરી કરી. મએમંદીએ સુલતાનને સલાહ આપી કે હાલ સરકારી ત્રીજોરીની હાલત જોઇએ તેવી સરસ નથી, અને આજ વેરમાં કોઈબી જમાનામાં કોઈ પણ રાજપતિએ એકજ પુસ્તક માટે સાઠ હજાર સોનાના સીક્કા જેટલી અંજાવર રકમ કબી આપી નથી, માટે ફીરદોસીને એની સાઠ હજાર બેતના બદલા તરીકે સાઠ હજાર સોનાના સીક્કા નહિ આપતાં તેટલા હજાર રૂપાના સીક્કા આપવા બસ છે.

સુલતાન મહમ્મુદના માનીતા ગોલામ અયાઝે ફીરદો-
સીને વારંવાર ચેતાવ્યો હતો કે તાહારાં શાહનામામાં તું
ઉંચ બુન્યાદ અને બાદશાહી તોખમ વીશે મગરૂરી ભર્યાં
લખાણ કર્યા કરે છે તેમ ના કર. જેમ કે કએખુશરોનાં
મોંહમાં ફીરદોસી એવા બોલો મુકે છે કે તે કયાની તોખ-
મના શીઆવક્ષનો બેટો ને બાદશાહ કૈકાઉસનો પૌત્ર છે,
અને મા તરફથી અફ્રાસીઆબ બાદશાહ, ફરીદુન, અને
પશંગથી ઉતરેલો છે. વળી શાહજાદો અફ્રાસીઆબ રૂસ્તમ
સાથ જંગ કરતાં મગરૂર વેણો ઓચરે છે કે "હું છું શાહ
ગુશતાસ્પનાં લોહીનો, જે લોહરાસ્પનો બેટો, જે તાજો
તખ્તના માલેક અરવદશાહનો બેટો, જે પુશીનથી ઉતરેલો,
જે અદલ શાહ કૈકોબાદથી ઉતરેલો, જે ફરીદુનના તોખ-
મનો." ચંચળ અને બુદ્ધિમાન અયાઝ જાણતો હતો કે
શાહનામામાં એવી રીતે ઉંચ તોખમ અને બુલંદ બુન્યાદની
મગરૂરી ભરેલી તારીફો જગેજગ કીધામાં આવી છે, તેથી
સુલતાન મહમ્મુદ કોઈબી દાહાડે છેડાઈ પડશે, સબબ કે
એ નામદાર ગોલામી વંશનો હતો. મગર ફીરદોસીએ અયા-
ઝની ચેતવણી ઉપર લક્ષ ન આપતાં, પોતીકી ઢપે લખ્યો

ગયો. મહમ્મુદનું દીલ ફીરદોસી તરફ આથી થોડું ઘણું ઠંડું થયલું, તેમાં વળી વડા વજીરની તેને સલાહ મલી. તેથી તેણે સોનાની અશરફીઓને બદલે રૂપાંના સીક્કા ફીરદોસીને આપવા મંજુરીઆત આપી.

જે વખતે એ રૂપાંના સીક્કાઓની ઠેલીઓ આવી લાગી, ત્યારે આપણો કવિ હમામમાંથી બહાર આવતો હતો. જેવું એણે સાંભળ્યું કે સોનાના સીકકાઓની જગોએ રૂપાંના સીકકાઓ પાદશાહ મહમ્મુદે મોકલાવ્યા છે તેવોજ તે ગોસ્સાથી રાતો પીળો થઈ ગયો. એ ઠેલીઓ સાથ જે શખ્સ આવ્યો હતો તેને કવિએ વીશ હજાર સીકકા બક્ષેશ કીધા, વીશ હજાર હમામ ખાનાવાળાને આપ્યા, અને કોઈ શરબત વેચનારો પાસે ઉભેલો હતો તેને બાકીના વીશ હજાર આપી દીધા!

પોતાની બક્ષેશ તરફ આવો તુચ્છકાર બતાવવાની સજા તરીકે મહમ્મુદે, મએમંદીની ઉશકેરણીથી, હોકમ આપ્યો કે હાથીઓના પગ તળે ફીરદોસીને કચડાવી મારી નાખવો. પણ મહમ્મુદના મહેલની નજદીકમાંજ ફીરદોસીના ઓરડા આવેલા હોવાથી તુરત તે સુલતાનના સન્મુખ દોડી પોહોચ્યો

અને તેના કદમ પર સર ઝુકાવી માફી ચાહી. સુલતાને માફી બક્ષી, પણ એવી શરતે કે ફીરદોસીએ ગઝની છોડી જવું.

ગુસ્સા, ગમ તથા નાસીપાસીની લાગણીથી વ્યાકુળ બનેલો, ફીરદોસી પોતીકા દોસ્ત અયાઝ આગળ દોડી ગયો. અયાઝ જોકે એક ગોલામ હતો, મગર દીલસોજ, વફાદાર, અને ખરા અમીરી ખવાસનો હતો. તેની આગળ ફીરદોસીએ પોતાની મુસીબતની વાત કહી અને પોતાનું દીલ ખાલી કીધું. પછી ત્યાં ને ત્યાંજ સુલતાન મહમ્મુદની સામે ઘણીજ તીખી અને સખ્ત બેતો ચીડમાં ને ચીડમાં લખી કાહાડી, અને મોહોરથી બંધ કરી તે અયાઝને સ્વાધીન કીધી અને કહ્યું કે ગઝની શેહેરમાંથી હું જાવું ત્યાર પછી વીશ દીવસ બાદ સુલતાન જ્યારે હંમેશ કરતાં કાંઈ વધારે ઠાકેલો કે કંટાળેલો હોય ત્યારે એ લખાણ તેને આપવું. અયાઝને ખબર ન હતી કે એ મોહોરબંધ દસ્તાવેજમાં શું લખાણ હતું અને તેણે ફીરદોસીની અરજ કબુલ રાખી.

ગઝની શેહેરમાં વધુ વાર રહે તો મએમંદીની ઉશ્કેરણીથી સુલતાન એના ઉપર જાસતી ગુજાર્યા વીના રહેશે નહિ એવી ધાસ્તીને મારે ફીરદોસી રાતોરાત શેહેર છોડી એકલો પાઉંપ્યાદો બહાર નીકળી પડયો. શેહેરમાં એના

મોહોટા મોહોટા બહુ મિત્રો હતા, પરંતુ એની આ મુશ્કે-
લીની વેળાએ કોઇ એની સહાયે આવ્યો નહિ, કોઇ એની
પડખે ઉભો રહયો નહિ; બધા ડર ખાઈ ગયા કે રખેને
સુલતાનનો ગુસ્સો ફીરદોસીની સાથે તેઓના ઉપર પણ
ઉતરે. પરંતુ અયાઝ, તોખમે ગોલામ પણ ખવાસે ખરો અમીર
અચ્ચો અયાઝ, ફીરદોસીને તેની આફતને સમયે છોડી ગયો નહિ.
A friend in need is a friend indeed. આપણી ગરજના
સમયે જે આપણી વાહારે આવે તેજ ખરો મિત્ર. સુલતાનના
ગુસ્સાની પણ પરવા ન કરતાં, ફીરદોસીને આવે વખતે મદદ
કરવાની એણે હિમત કીધી. નાણાની એક ઠેલી, સ્વારીનો
ઘોડો, તથા મુસાફરી દરમ્યાન ખપ લાગે એવી કેટલીક
ચીજો એક વિશ્વાસુ નોકર હસ્તક ફીરદોસી, જે શેહેર બહાર
નીકળી ગયો હતો, તેની આગળ છાની રીતે મોકલાવી આપી,
અને કહેવાડયું કે તાહારી જીંદગી જો તને પ્યારી હોય તો
બનતી તાકીદે મહમ્મુદનો મુલક છોડી જા.

કવિ ફીરદોસી તરફ શાહ મહમ્મુદની આવી વર્તણુક
જેમ જેમ લોકની જાણમાં આવતી ગઇ તેમ તેમ તેઓની
નજરમાં શાહ અને એનો વજીર મએમંદી હલકા અને
અળખામણા થતા ગયા.

કોહીસ્તાનના મુલકના વાલી નાસીરલક મોહોતેશીમને ખબર પોહોંચી કે તેના મુલક તરફ ફીરદોસી આવે છે. આ હાકમને મહમ્મુદ સાથે ઘાડી મિત્રાચારી હતી અને તેના ભારે અહેસાનમાં તે હતો. છતાં એક ખરા વિદ્વાન અને નામાંકિત કવિને તેના દુઃખમાં દીલસોઝી દેખાડવા અને તેને લાયકનું તેને માન આપવા એનું દીલ તલપ્યું. સુલતાનનો ભારી કેહેર તેના ઉપર ઉતરશે તેની કનવાર નહિ કરતાં, પોતીકી દરબાર માંહેલા સૌથી વિદ્વાન અને ઉંચ પદવિના કેટલાક આગેવાનોને ફીરદોસી આગળ તેણે મોકલ્યા, અને પોતાની હઝુરમાં આવવા આમંત્રણ કરાવ્યું. ફીરદોસી આવી લાગતાં, મોહતેશીમે તેને બહુ ઇઝત આપી કિમતી હદીઆથી નવાજ્યો, અને ૪૦,૦૦૦ દીરમ રોકડ બક્ષેશ આપી, તેની મુસાફરીમાં આગળ વધવાની સારી સગવડ કરી આપી.

કોહીસ્તાનથી નીકળેલો ફીરદોસી માઝનદરાન જઇ પોહોંચ્યો, જ્યાં કયાની શાહજાદા મીનોચેહેરની ઓલાદથી ઉતરી આવેલો ઇસફંદ જુર જુની હાકમી કરતો હતો. એ હાકમના કયાની વડવાઓની શાહનામાંમાં પાને પાને તારીફ પર તારીફની બેતો ફીરદોસીએ લખેલી, તેથી એનું દીલ એ કવિ ઉપર ઘણું દોડતું હતું. મગર સુલતાનની ઇતરાજી થાય તેનો ડર રાખી, જાહેર દરબારમાં તેને ખુલ્લો આવકાર

આપવાની એણે હિમત કીધી નહિ, પણ છુપી રીતે ફીર-દોસીને એણે સારી રીતે નવાજ્યો.

માઝનદરાનથી હવે આપણો કવિ બગદાદ જઈ પુગ્યો, એવી આશા સાથ કે મહમ્મુદ શાહનો કેહેર ત્યાં પોહોચશે નહિ.

ગઝની છોડવાને દિવસે ફીરદોસીએ અયાઝને જે અરજ કીધી હતી તે અયાઝે આ ટાંણે બજાવી. એક જુમાને દિને સુલતાન મસજીદમાં નેમાજ કરવા ગયો હતો, ત્યાં પેહેલી વાર એની દ્રષ્ટિ તેની એક દેવાલ ઉપર ફીરદોસીએ લખેલી ચાર લીટીઓ ઉપર પડી, જેનો નીચે મુજબ અર્થ થાય છે:—

એક દરીઆવ છે જાણુદી શાહ મહમ્મુદની મુબારક દરબાર,
જે દરીઆવ છે એટલો બોહોળો કે નથી તેનો કિનાર; મેં
તેમાં ડુબકીઓ મારી, મગર એકબી મોતી તેમાં દીસ્યું નહિ,
તેમાં વાંક દરીઆવનો નહિં, પણ ખુદ માહારાં કીસમતનો.*

---

* અસલ ફારસી બેતો નીચે મુજબ છે:—

ખુજસ્તહ દરગહે મમુહદે ઝાણુલી દર્યારત,
ચે ગુનેહ દર્યા કાનરા કરાનેહ પયદા નીસ્ત;
ચુ ધુતહા ઝદમો અનદરૂન ન દીદમ દુર,
ગુનાહે બખ્તે મનસ્ત, ઈન ગુનાહે દર્યા નીસ્ત.

આ બેતો વાંચી સુલતાન ફફડતો ચટકતો મેહેલમાં ગયો. એતેફાક એવો બન્યો કે તેજ દાહાડે પોતાના પુરાણા મિત્ર મોહતેશીમ, વાલીએ કોહીસ્તાન,નો તેના ઉપર એક રૂકકો આવ્યો, જેમાં કમભાગ્યના ફીરદોસી સાથે તેને જે મુલાકાત થઇ હતી, તેનો એહેવાલ આપ્યો હતો, અને મહમ્મુદને નરમ શબ્દોમાં ઠપકો આપ્યો હતો કે જે કવિએ ત્રીસ ત્રીસ સાલ વેર બીનફરીફ કવિતાઈ કાબેલ્યત સાથ સુલતાનની ખીદમતમાં વખત ગુજારેલો, તે તેનાં ઘડપણના વખતમાં નિરાશ દીલ સાથે દેશે દેશ નાહાસ્તો ફરે છે! એક ફરેબી વજીરની ઉંધી સલાહ સુલતાને માની લઇને તેની બુરી ઉશકેરણીથી જમાનાના સર્વેથી મહાન કવિને ગેરઇન-સાફ કરી તેની જીંદગીની સાંહાંજને વખતે તેનાં સુખનાં સાંધેન ખુંચવી લીધાં, અને ખુદ મહમ્મુદના પોતાના હોક-મથી શરૂ કીધેલું ઉમદા પુસ્તક જે ત્રીસ વર્ષની અઠાગ મેહેનત પછી પુરૂં થયલું, અને જે પુસ્તકની બરોબરી આગે કે આગલા કોઇબી જમાનામાં થયલી નહિ, કિંવા થશે નહિ, તેની કશી કદર કે કિમત શાહે બુજી નહિ.

પાદશાહ મહમ્મુદના દીલમાં એક ગમથી ગુસ્સો ને કેહેર વ્યાપી રહ્યાં, અને બીજી ગમથી દલગીરી ને ખેદ ઉત્પન્ન થયાં. મએમંદીને તેણે બીલકુલ બેહોરમત કીધો,

અને એ વજીરે ફીરદોસીને ૬૦,૦૦૦ સોનાની અશરફીઓ આપતાં તેને અટકાવ્યો હતો, તેના બદલામાં ૬૦,૦૦૦ અશરફીનો તેના ઉપર દંડ નાખ્યો. ભલા ને ભોલા કવિ ફીરદોસી ઉપર તેણે જે અન્યાય ગુજાર્યો હતો, તેને માટે મહુમ્મુદને પસ્તાવો થયો. અયાઝને ફીરદોસીએ જે પેલું મોહોરબંધ લખાણ આપ્યું હતું, તે તે ગોલ.મે પાદશાહને આજેજ ટાંકણે આપ્યું, જે વાંચતાં સમેત શાહને ભારી ચચરાટ લાગ્યો, અને ફીરદોસીને માફીદાન બક્ષવા તેનું જીગર ચાલ્યું નહિ. એ મોહોરબંધ લખાણમાં શાહની પોતીકી અસલ હલકી બુન્યાદ વિષે જે બેતો હતી, તે વાંચીને એનો મીજાજ જતો રહ્યો. એ તમામ લખાણ ઘણી સખ્ત ભાષામાં લખેલું છે, અને તેમાંની નીચલી ચાર લીટીઓ જાણવા જોગ છે:—

અગર શાહરા શાહ બુદી પેદર,
બ સર બર નેહાદી મરા તાજે જર.
અગર માદરે શાહ બાનુ બુદી,
મરા સીમો જર તા બ જાનુ બુદી.

[ અગર શાહનો હતે જો શાહી પેદર,
તો તાજથી દિપાવ્યું હતે માહારૂં સર.
અગર શાહની ખાનદાની હતે માદર,
ઘૂંટણપુર મને આપતે રૂપું ને જર.]

એશીઆટીક ટર્કીનાં પાયતખ્ત બગદાદમાં ફીરદોસી કેટલો વખત એકાંતપણે રહ્યો. એક દાહાડે અચાનક તેને એક સોહાગર સાથ મુલાકાત થઇ, જેના ઉપર પોતાના ચાલતા વખતમાં એણે કાંઇ ઉપકાર કીધો હતો. આ સોહાગર એને પોતાનાં મકાન પર તેડી ગયો, અને નામદાર ખલીફાના વજીર સાથે એની ઓળખ કરાવી આપી. વજીર હવે એને ખલીફાની હઝુરમાં તેડી લઈ ગયો, અને તે નામદાર રાજ્યાધિપતિએ આપણા કવિ ઉપર પ્રસન્ન થઇ કિમતી ખીલાતની તેના ઉપર નવાજેશ કીધી.

ખલીફાની તારીફમાં ફીરદોસીએ એક હજાર બેત બનાવીને તે નામદારને પેશ કીધી. ખલીફાએ રાજી થઈ વધુ નવાજેશોથી એને નવાજ્યો, અને પોતાની હજુરમાં રાખ્યો. આ સમયે આપણા કવીશ્વરે યુસફ ઝુલીખાંનો કિસ્સો કાવ્યમાં રચવા માંડયો, અને તેની ૯૦૦૦ બેતો રચી, નામદાર ખલીફાને નજર કીધી. એ કાવ્ય ખલીફાને તથા તમામ બગદાદીઓને પુષ્કળ પસંદ પડયું, અને ફીરદોસીનાં માનપાન એથી ઘણાં વધ્યાં. આ કાવ્ય ઘણું કમયાબ હોવાથી ઝાઝું જાણીતું નથી, મગર એ હજી હસ્તિમાં છે, અને લન્ડનની રોયલ એશીઆટીક સોસાયટી પાસે એની એક આખી નકલ છે.

વળી ૩૪ વર્ષ ઉપર એક ઑસ્ટ્રીઅન લેખક(Schlechta-Wssehrd) એ વીએના શહેરમાં એનો કાવ્યરૂપી તરજુમો પ્રગટ કીધા છે.

મહમ્મુદ ગઝનવીને ખબર થઇ કે બગદાદના ખલીફાએ ફીરદોસીને પોતાની દરબારમાં આશરો આપ્યો છે, ત્યારે એ મગરૂર પાદશાહ છેડાયો, અને ધમકી ભર્યો એક રૂકો લખી એક એલચીને આપી ખલીફા તરફ રવાના કીધો, જેમાં ઠઠરાવીને એવી માંગણી કીધી કે રૂકો વાંચતાને વાર તાબડ તોબ ખલીફાએ કાફર ફીરદોસીને ગઝની મોકલી આપવો, નહિ તો હાથીઓની ગંજાવર ફોજ સાથ ચહડાઇ લઇ આવી બગદાદના તમામ મુલકને તથા ખલીફાને મહમ્મુદ કચડી નાખશે.

બગદાદનો નામદાર ખલીફ, સુલતાન કાદર બીલ્લાહ, હિમતવાન નર હતો. મહમ્મુદના આ તોછડા પેગામથી ડર્યા વગર, તેજ પત્ર ઉપર માત્ર ત્રણ અક્ષરો 'અ, લ, મ' લખી મોહોર કરી મહમ્દ ઉપર પાછો રવાના કીધો.

મહમ્મુદનો એલચી ફીરદોસીને સાથે લઇ આવ્યા વગર ગઝની પાછો ફર્યો, તેથી ત્યાં ભારે અજાયબી પથરાઈ; પરંતુ સઘળાઓ એવું અનુમાન કરવા લાગ્યા કે મહમ્મુદના

ઠઠરાવનારા પેગામના જવાબમાં ખલીફાએ બહુ નમ્રતા પૂર્વક માફી માંગનારો ખરીતો મોકલ્યો હશે. મગર જ્યારે જણાયું કે ખલીફાએ તો શાહનો પેગામ એમનો એમ પાછો બીડી મોકલાવ્યો હતો, અને તેનાં એક ખુણાંમાં માત્ર ત્રણ ભેદ ભર્યા કાંઈ અક્ષરો લખ્યા હતા, ત્યારે સર્વેની અજાયબીનો પાર રહ્યો નહિ. મહમુદ તો ખલીફાની આવી તોછડાઈ જોઈને ગુસ્સાથી લાલચોળ થઇ ગયો. પેલા ત્રણ માર્મિક અક્ષરોનો શો અર્થ હશે તેની કોઈને સહમજ પડી નહિ. દરબારના તમામ દાનાવો એકઠા થઇ તકરાર કરવા લાગ્યા, મગર કશો ખોલાસો પામી શકયા નહિ. આખરે એક જવાન પણ તિક્ષણ બુદ્ધિના અને બાહોશ વિદ્યાર્થીએ શોધી કાહાડયું કે આ ત્રણ અક્ષરો તેજ છે કે જે કોરાને શરીફના ૧૦૫માં બાબને મથાળે આવેલા છે. એ બાબની શરૂની લીટી નીચે મુજબ છે:-

અલમ તરકીફ ફઅલે રબ્બુક બ અસહાબે ઉલફીલ [ અર્થ: શું તેં જોયું નથી કે કેવી રીતે તાહારા ખુદાએ હાથીઓના સાહેબને કીધું ? ]

કેહેવાય છે કે અબ્રાહ ઈબ્ન સબાહ નામનો એક ઈથ્યોપીઅન ખ્રીસ્તી સરદાર એક વેળા મકકા ઉપર મોહોટી

ફોજ સાથ હલ્લો લઇ ગયો, જેમાં પુષ્કળ હાથીઓ પણ હતા. આથી મક્કાનાં લોકો નાસ ભાગમાં પડયાં, કારણ કે તે વખતે તેઓમાં સાંમે થવા જેટલી શકિત ન હતી. પણ ખોદા પાકે પવિત્ર મક્કાને બચાવી લીધું, તે એવી રાતે કે જે વેળા અબ્રાહ એ શેહેરની નજદીક આવી પોહોંચ્યો કે તે વખત તેનો હાથી આગળ ચાલ્યો નહિ, અને ચલ્યાંઓનું એક અતિષ્ય ગંજાવર ટોળું ઉડતું આવ્યું, જેમાંના દરેક પાંક્ષની ચાંચમાં એકેક કાંકડો પકડેલો હતો, જેનો તેઓએ અબ્રાહની ફોજપર ઉપરથી વરસાદ વરસાવ્યો. એ સપાટામાં તમામ ઈથ્યોપીઅન લશકર અને આખું હાથીઓનું ટોળું સપડાઈ ગયું, અને બીલકુલ નાસ પામ્યું.

આ ત્રણ અક્ષરો, અ, લ, ને મ, જે ખલીફાએ લખી મોકલ્યા હતા, તેનો મર્મ તથા તેમાં સમાયલો ઠપકો મહમ્મુદ હવે જયારે સહમજ્યો ત્યારે ફીરદોસી ઉપરનો એનો કેહેર ઘણે દરજ્જે કમતી થવા પામ્યો. કર્મ સંજોગે વળી એતેફાક એવો બન્યો કે ઉપલા બનાવ બાદ ટુક મુદ-દતમાં મહમ્મુદને પોતાના એક નાફરમાન સરદાર સાથે ખટ પટ સળગી. પણ તે સરદાર ઉપર તુરતા તુરત લશકર મોક-લવા પેહેલાં તેના ઉપર એક પત્ર લખી તેની શુદ્ધ ઠેકાણે લાવવાનો મહમ્મુદને વિચાર સુજ્યો, તેથી તે વખતે તેનો

જે વડો વજીર હતો તેને સવાલ કીધો કે "ઓ વજીર ! જો પેલો નાફરમાન સરદાર માહારા પત્રથી પણ ન સહમજ્યો તો પછી કેમ ?" આ સવાલનો જવાબ કશો બીજો આપવા બદલ વજીરે શાહનામાંમાંની એક બેત કહી સંભળાવી કે-

અગર જુઝ બ કામે મન આયદ જવાબ
મનો ગુર્ઝો મયદાનો અફ્રાસીઆબ.

[ અર્થઃ- જો મુજ મરજી મુજબ ન આવશે જવાબ,
તો હું, ગુર્ઝ ને મેદાન, ને અફ્રાસીઆબ. ]

આ પ્રસંગોપાત બેતથી મહમ્મુદ પાદશાહનો ફીરદોસી તરફનો આગળો ચાહ ધાઇ આવ્યો. એ એકકા કવિની હાજર જવાબી, વિદવતા, અને અકલમંદીથી તેની દરબાર એક વખત કેવી ગાજી પ્રકાશી રહી રહી હતી, તે તેનાં હૈયે ઉભરી આવ્યું. ફીરદોસી ઉપર હવે તેણે કેહેણ મોકલાવ્યું કે મેં તને સંપૂર્ણ માફી બક્ષી છે, વાસ્તે બગદાદથી હવે તાહારા વતને તું પાછો ફર.

આપણો બુજરોગ કવિ હવે તેની જન્મભૂમિ તુસ શેહેરમાં પાછો ફર્યો અને ઘણી લાંબી મુદદતે પોતાનાં કુહુંબીઓને ભેટયો. જઈફી અને નાતવાની હવે એના ઉપર

ગાલેબ થઈ હતી. વર્ષોની જંજાલ, જેહમત, લાંબી મુસાફરીઓ, હાડમારી અને નાસભાગોએ એની દેહને લહડાવી નાખી હતી. તે છતાં તે પાછો પોતાની અસલ રીતી અને અસલ ઉદ્યમમાં પડયો. લેકીન એક દિવસ બજારમાં તે ફરતો હતો, તેટલાં કોઈએક છોકરાને નીચલી બેત ગાતાં તેણે સાંભળ્યોઃ—

અગર શાહરા શાહ બુદી પેદર,
બસર બર નેહાદી મરા તાજે જર.

[ અર્થઃ—અગર બાપ જો શાહનો ખરો શાહ હતે, તો મુજ સર પર સોનાનું તાજ મેલતે.]

આ પોતાનીજ જોડેલી બેત સાંભળતાં સમેત ફીરદોસીને તેની આગલી મુશીબત ને હાડમારી પાછી યાદ આવી, તેની આંખે અંધારાં આવ્યાં, અને બેશુધ્ધ થઈ તે તુટી પડયો. એને એનાં મકાને લઈ જતાં, ત્યાં આ જઈફ કવીશ્વર ૮૩ વર્ષની ઉમરે આ ફાની જેહાનમાંથી હમેશનો વાસો ઉઠાવી બીજી જેહાન ચાલતો થયો.

નથી કોઈ રહ્યું કે ન રહેવાનું કોઈ;
બધાંને મરણુ પામતાં જગ રહી છે જોઈ.

ગયો કએકોબાદ, ને કએ ગુશતાસ્પ ગયો,
ન સોહોરાબ જવાન કે જઈફ રૂસ્તમ રહ્યા.
ન રૂમી સીકંદર, ન સીઝર રહ્યા,
જેણે જીતી જગ એ પણ ચાલતા થયા.
ગયા કાલીદાસ, હોમર, વર્જીલ કવિ,
થયો રે થયો અસ્ત ફીરદોસી રવિ.
જેણે કીધું કદીમ ઈરાન સજીવન,
તે પણ જાલમ મોહોતને થયો રે સરણ!

આણીમેર મહમ્મુદને ખબર પડી કે ફીરદોસી તુસ શેહેરે પાછો ફર્યો છે, કે તેણે એક ખાસ એલચી જોડે તેના ઉપર ૬૦,૦૦૦ સોનાની અશરફીઓ અને હરેક તરાંહના કીનખાબ ને મખમલ ને રેશમી ટાકાઓ, બાર ઉંટ ઉપર લાઢીને હદીઆ તરીકે મોકલાવી આપ્યા. લેકીન અફસોસ! તુસની એક ભાગોળેથી જયારે આ પાદશાહી હદીઓ દાખલ થતો હતો, તેજ ઘડીએ બીજી ભાગોળેથી શાહેર ફીરદોસી તુસીનો જનાજો નીકળતો હતો.

જમાનો કરે છે કેવા કેવા ઢંગ,
બતાવે છે કીસમત કેવા કેવા રંગ!

ઘડીમાં ખુશાલી, ઘડીમાં મહા રંજ,
ઘડીમાં મુફલેસી, ઘડીમાં મહા ગંજ.
આ ફરતાં આસમાન પર ન રાખતો વિશ્વાસ,
ઘણાને દીધો ને દેશે તને ત્રાસ.

હીજરી સને ૪૧૧ના સાલમાં કવીશ્વર ફીરદોસી ફીરદુસ (બહેશ્ત) મુકામે ચાલતો થયો.

એવું કહેવાય છે કે ફીરદોસી ગમે એવો નીતિમાન અને વિદવાન હતો, છતાં એણે ગયર-ઈસ્લામ પાદશાહો અને જોદધાઓની સ્તુતિઓ કીધી હતી, તેથી એવા માટે મરણની નીમાજ પઢવી સઝાવાર નથી, એવો મત શેખ અબદુલ કાસેમ ગુરગાનીએ આપ્યો હતો, મગર એ ધર્મગુરૂ જ્યારે રાતે સુતેલા હતા ત્યારે એઓએ એક ખોવાબ જોયો, જેમાં એઓ પોતાને બેહેશ્તમાં પુગેલા જોય છે, અને ત્યાં એક મહેલ હતો તેમાં એઓ જાય છે અને એક યાકુતી તખ્ત ત્યાં જોય છે, જે માટે બેહેશ્તના રખેવાળને એઓ સવાલ કરે છે કે આ સુંદર તખ્ત કોણને માટે તૈયાર છે? જવાબમાં શેખને જણાવવામાં આવે છે કે એ તખ્ત શાહેર ફીરદોસીને વાસ્તે છે. એ અરસામાં ત્યાં ફીરદોસી નજરે પડે છે કે જેનાં અંગમાં લીલાં વસ્ત્રો છે, અને સર ઉપર

શાહ જમશીદના જેવું તાજ છે. શેખ સાહેબે ફીરદોસીને સવાલ કીધો કે ઓ ફીરદોસી, આવે ઉંચે મરતબે તું કેવી રીતે પુગ્યો ? ફીરદોસીએ જવાબ વાળ્યો કે ખુદાની મોહોટાઈ માટે જે નીચલી બેતો મેં લખી છે, તેનો આએ બદલો મને હાંસલ થયો છેઃ—

સેતાયશ કુનમ યજદે પાકરા,
કે ગુયા ઓ બીના કુનદ ખાકરા,
બ મુરી દેહદ માલેશે નરશેશીર,
કુનદ પશે બર પીલે જંગી દલીર.
જેહાનરા બુલંદી ઓ પસ્તી તોઈ,
નદાનમ ચેઈ, હરચે હસ્તી તોઈ.

[અર્થઃ-વખાણું છું હું દાદારે યજદે પાક,
બનાવી જેણે બોલતી ને જોતી ખાક.
બનાવે છે કીડીથી જેર નરે શેર,
બનાવે છે હાથી પર મચ્છર દલેર.
આ જગમાં મોહોટાઈ, નીચાઇ આપનાર છે તું,
નથી જાણુતો કોણ તું, જે છે તે તું.]

શેખ સાહેબને આ પ્રમાણે જ્યારે સ્વપ્ન વાટે ખબર થઈ કે ફીરદોસીને હીસ્સે તો બેહેશ્તમાં ઉંચ સ્થાન આવ્યું

છે, ત્યારે સહવારના ઉઠીને તેઓએ મરહુમની કબ્ર આગળ જઇ જે નમાઝ નહી ભણી હતી તે ભણી.

ફીરદોસીને માટે આખર ઘડીએ મહમ્મુદ તરફથી જઇ પુગેલા ખજાનાની બાબતમાં એવું કહે છે કે એની એક દીકરી હયાત હતી તેની પાસે એ ખજાનો લાવવામાં આવ્યો ત્યારે તેણીએ તે લેવા ના પાડી અને પાછો ફેરવ્યો. પણ એવું બી કહેવાય છે કે ફીરદોસીની બેહને એ ખજાનો જોઈને કહ્યું કે માહારા ભાઇનો એવો વિચાર હતો કે લોકોની હલાકી દુર કરવા માટે તુસની નદી ઉપર એક પાકો પુલ બનાવવો, માટે આ ખજાનો એ કામમાં ખરચવો. એ ઉપરથી લોકોએ એ પુલ બાંધવા પાછળ મહમ્મુદે મોકલેલી દોલત કામે લગાડી.

ફીરદોસીની કવિતા રચવાની અદભૂત શકિત વિષે ઘણાએક નામીચા શાએરોએ વખાણના ઉદગારો કાહાડયા છે. આપણે ઉપર જણાવ્યું છે તેમ ખુદ એનાજ વખતના કવિ અનસરીએ કહ્યું છે કે:—

આફ્રીન બર રવાને ફેરદઉસી,
આન હુમાયુન નેહાદ ફરખુંન્દે.
ઉ ન ઓસ્તાદ બુદો મા શાગેર્દ,
ઉ ખુદાવન્દ બુદો મા બન્દે.

[અર્થ: ફીરદોસીના રવાન ઉપર આફરીન હોજો કે જે બખ્તાવર બુન્યાદનો મુબારક નર હતો. એ ઉસ્તાદ અને હમો ચેલા નહિ હતા, મગર એ તો ખુદાવંદ અને હમો ગોલામ છઇયે.]

શેખ શાદીએ કહ્યું છે:—

ચે ખુશ ગોફ્ત ફીરદુસીએ પાકઝાદ !
કે રહમત બરાન તુરબતે પાક બાદ !

[અર્થ: પાકઝાદ ફીરદોસીએ કેવું ખુશ દાસ્તાન કીધું છે ! એના પાક રવાન ઉપર દુઆ હોજો !]

નિઝામી ઉરૂઝી સમરકંદી નામનો વિદવાન જે હીજરી સને ૫૦૦ માં થઈ ગયો છે તે 'ચહાર મકાલત' નામની કીતાબમાં લખે છે કે "અલહક્ક હીચ બાકી નગુઝાશ્ત વ સુખનરા બ આસ્માન બોર્દ દર ઉ ઝુબુલ બ માયએ ક્રુચીન રસાનીદ વ કુદામ તબ્અરા કુદરતે આન બાશદ કે સુખુનરા બદીન દરજહ રસાનદ કે ઉ રસાનીદે" (અર્થ: ખરૂં છે કે ફીરદોસીએ કંઈ બાકી નથી રાખ્યું. એણે શબ્દોને આસ્માન પર ચહડાવ્યા અને મીઠાશમાં બહેશ્તમાં વહેતાં પાણીના ઝરાને પુગાડયા. કોણુનામાં એવી તાકાત છે કે જે દરજજે એણે શબ્દોને પુગાડયા છે તે દરજજે પુગાડી શકે ?)

મુંબઈના ગવરનરની કૌન્સીલના એક આગલા વિદ્વાન મેમ્બર એલેકઝાંડર રોજર્સે સને ૧૯૦૭ના સાલમાં શાહ-નામાનો અંગ્રેજી તરજુમો (ઘણે ભાગે કવિતામાં) બહાર પાડયો છે, તેના દિબાચાને છેડે એઓ લખે છે કે આ મહાન વીરરસ કાવ્ય કે જે આસરે ૩૬૨૦ વર્ષની અતિ ગંજાવર લાંબી મુદત દરમ્યાનનાં દાસ્તાન આપે છે તે જોતાં, તથા એની ભાષાની શૈલીની ઓચંબો ઉપજાવે એવી સ્વચ્છતા અને નિર્મળતા જોતાં આખી દુન્યામાં કોઈબી જમાનામાં ભાગ્યે એના સરખું બીજું કાવ્ય રચાયું હશે, એનાથી સરસ તો ખચીત નહિજ.

શાહનામું નજદીક તમામે તમામ શુધ્ધ ફારસી શબ્દોમાં લખાયું છે. અરબી લફ્ઝો બહુજ જુજ એમાં આવ્યા છે. આ નીચલી બેત જેની રચના ઘણી તારીફ લાયક છે તેમાં પાંચ અરબી લફ્ઝો આવેલા છેઃ—

> કઝા ગોફ્ત ગીરો કદર ગોફ્ત દેહ,
>
> ફલક ગોફ્ત અહસન, મલક ગોફ્ત જેહ.

ફીરદોસીનાં બેતોની ખાસ ખુબી એ છે કે નાના શબ્દોથી બનેલી નાની લીટીઓમાં કંઈ અજબ મીઠાશ, તેમજ જોસ, તથા ઉંડા અર્થ એણે સમાવ્યા છે. એ ખુબી

આએ છેલ્લી બેતમાં વાંચનારને તરત માલમ પડશે, તેમજ અગાડી ટાંકેલી પેહેલી બેત—

> અગર જુઝ બ કામે મનન્આયદ જવાબ,
> મનો ગુર્ઝો મએદાનો અફ્રાસીઆબ,

તેમાં પણ સ્પષ્ટ દેખાઇ આવશે.

અશ્કબુસ સાથની લડાઈમાં તેહેમતન રૂસ્તમ પહેલવાન તીર ફેંકી અશ્કબુસનો જાન લે છે તે બનાવનું બ્યાન જે બેતોમાં ફીરદોસીએ કીધું છે, અને જેમાં 'કજા ગોફ્ત ગીર' વાળી બેત આવી જાય છે, તે બેતોની રચના અને તેમાંનો અલંકાર એવાં તારીફ લાયક છે, કે જે વખતે એ સુંદર લીટીઓ સુલતાન મહુમ્મુદની દરબારમાં કહી સંભળાવામાં આવી ત્યારે તમામ દરબારીઓ વાહ વાહ પોકારી ઉઠયા, અને સુલતાને એ લીટીઓની કિમત રૂસ્તમ પેહેલવાનનું જે જે કાંઇ કાબુલિસ્તાન અને ઝાબુલિસ્તાનમાં હતું તે તમામ બરાબરની ગણી. એ બેતો આ છેઃ—

> બે માલીદ ચાચી કમાનરા બદસ્ત,
> બેચર્મે ગવઝન અન્દર આવોર્દ શસ્ત.
> સુતુન કર્દ ચપરા ઓ ખમ કર્દ રાસ્ત,

ખુરૂશ અઝ ખમે ચર્ખે ચાચી બખાસ્ત.
ચુ સૂફારશ આમદ બપહનાએ ગુશ,
ઝે ચર્મે ગવઝનાન બર આમદ ખરૂશ.
ચુ પયકાન બેબુસીદ અન્ગોશ્તે ઉઈ,
ગુજર કર્દ અઝ મોહરએ પોશ્તે ઉઈ.
ચુ ઝદ તીર બર સીનેએ અશ્કબુસ,
સેપેહર આન ઝમાન દસ્તે ઉ દાદ બુસ.
કઝા ગોફ્ત ગીરો, કદર ગોફ્ત દેહ,
ફલક ગોફ્ત અહસન, મલક ગોફ્ત જેહ!
કશાની હમ અન્દર ઝમાન જાન બેદાદ,
તો ગોફ્તી કે ઉ ખુદ ઝે માદર નઝાદ.

[અર્થઃ ચાચી કમાનને તેણે હાથમાં ધરીને સીધી કીધી, અને સાંબરનાં ચામડાંની અંગુઠીમાં અંગુઠો નાખ્યો. તેણે ડાબા હાથને સીધો કીધો અને જમણા હાથને વાંકો કીધો, જેથી ચાચી કમાનના વાંકમાંથી પોકાર ઉઠયો. જયારે તીરના ખાંચાવાળો છેડો તેના કાન આગળ આવ્યો ત્યારે કમાનમાંથી પોકાર ઉઠયો. જયારે તીરની લોખંડી અણીએ તેના ડાબા હાથના અંગુઠાને ચુંબન કીધું ત્યારે તેના હાથનાં ટાંચાં આગળથી તીર પસાર થઈ ગયો. જેવો અશ્કબુસની છાતીમાં

તેણે તીર માર્યો કે તેજ ઘડીએ આસ્માને તેના હાથને ચુંમ્યો. કઝાએ કહ્યું 'પકડ,' કદરે કહ્યું 'આપ' (માર); આસ્માન બોલ્યું શાબાશ! ફિરેશ્તો બોલ્યો 'વાહ. વાહ.' તેજ વખ્તે કશાનીએ જાન છોડયો; જાણે એની માએ એને જન્મ આપ્યો હતોજ નહિ.]

વીર રસ (epic), શૃંગાર રસ (lyric), કરૂણા રસ (tragic), અને નસીહત (didactic) ના ઉત્તમમાં ઉત્તમ દાખલાઓ શાહનામામાં નજરે પડે છે. મગર હાસ્ય રસ (comic) જેવું એ નામામાં ઝાઝું જણાતું નથી. મહમ્મુદ શાહની વિરૂદ્ધમાં જે ચચરાટ ભરી બેતો ફીરદોસીએ રચી તે ઉપહાસ કાવ્ય (satire) રચવાની એની શકિતનો ખાસ ભાસ આપે છે. વળી શીઘ્ર કવિતા કરવાની એટલે કે ઝટ ને પટ તાબડતોબ કવિતા જોડવાની એની અજાયબ શકિતના દાખલા આપણે ઉપર જોયા છે, અને તેનો એક બીજો જાણવાજોગ દાખલો અત્રે આપવાનું પ્રસંગોપાત થશે. જ્યારે શાહ મહમ્મુદની દરબારમાં એ પેહેલવેહેલો ગયો ત્યારે તે પાદશાહની તારીફની એક કવિતા એણે ત્યાંને ત્યાં જોડી કાહાડી હતી એમ આપણે ઉપેર જાણી ગયા છઇએ. એ બેત હેઠળ પ્રમાણેની હતીઃ—

ચુ કુદક લબ અઝ શીરે માદર બચૂશ્ત,
બ કેહવારે મહમ્મુદ ગુયદ નુખુસ્ત.

(અર્થ: જ્યારે બચ્ચું હજી તો તેની માતાના દુધથી પોતાના હોઠ ભીજવે છે, ત્યારથી તે પાળણામાંથીજ પેહેલે નામ મહમ્મુદનું લીએ છે.)

આ શીરીન લફ્ઝોની બેતમાં આપણા કવિએ કેવો વાકયાલંકાર (metaphor) બતાવ્યો છે, અને તેમ કરીને સુલતાન મહમ્મુદને વાસ્તે શું સુંદર તારીફનો સુખન કહ્યો છે! ઈસલામી માતાઓ પોતાનાં બચ્ચાંઓને તેમની કુમળી વયમાં જ્યારે બોલતાં શિખવે છે, ત્યારે પવિત્ર નબી સાહેબ મોહમ્મદનું નામ તેઓના નાજુક નિર્દોષ હોટોથી પહેલાં બોલાવે છે. અને સુલતાનનું નામ પણ મોહમ્મદ મહમ્મુદ, છે, તેથી જાણે દરેક ઈસલામી બાળક ખુદ પાળણાંમાંથી એ સુલતાનનું મુબારક નામ લેતું રહે છે.

કેટલાએક લેખકો શાહનામાંને એક તવારીખ (history) તરીકે ઘણું ખામીવાળું જણાવે છે, જેમકે એલેકઝાંડર રોજર્સ લખે છે કે "Its many defects in this respect are palpable, especially in the matter of its chronology, and the slight notice taken of the wars of Persia with the Greeks," એટલે કે, ઈતિહાસ તરીકે શાહનામાંની દેખઈતી ઘણી ખામીઓ છે, મૂખ્ય કરીને તારીખવાર નોધની બાબતમાં તથા ઈરાનને

ચુનાનીઓ સાથે થયલાં યુધ્ધોની માત્ર નજીવી નોંધ લીધેલી છે તે કારણે.) મગર ફીરદોસીએ પોતે ખુલ્લા શબ્દોમાં જણાવ્યું છે કે કદીમ પુસ્તકોમાંથી જેટલું એનાં વાંચવામાં આવ્યું હતું તે એણે શરૂથી આખર સુધી કાવ્યમાં ઉતાર્યું છે:

ચુનાન ચુન બે ખાન્દમ ઝે દફતર સખુન,
બ નઝમ આવરીદમ ઝે સર તા બબુન.

વળી પેહેડી દર પેહેડી ઉતરી આવેલી કથાઓ જે જે એણે કાળજીપૂર્વક એકઠી કીધેલી, તે તે પણ એણે પોતાની રસીલી ઢપે પોતાનાં અમર કાવ્યમાં સમાવી છે:

મગર કઝ પેદર યાદ દારદ પેસર,
બેગૂયદ તોરા યક બયક અઝ પેદર.

જો કોઇ ઐતિહાસિક બનાવોનો એણે અપૂર્ણ અહેવાલ આપ્યો હોય કે બીલકુલ આપ્યો નહિ હોય, તો તેમાં ફીરદોસીની કસુર ગણવી નહિ, સબબ કે એના પાસે જે જે સાધનો હતાં અને જે જે કેફિયતો એણે ભેગી કીધી હતી, તે ઉપરજ એણે મદાર રાખી, તેટલુંજ એણે શાહનામામાં સમાવ્યું છે. વગર આધારનું કશું પણ એણે

દાખલ કીધું નથી, તેમજ પોતાની તરફનું કશું ઉમેર્યું નથી. શાહનામાંનો અંગ્રેજીમાં તર્જુમો કરનાર વિદ્વાન મી૦ વૉરનર આ ઉપરથી વાજબી રીતે કહે છે કે:—

"No other great poet ever imposed such strict limitations on himself or so sternly adhered to them as did Firdausi. He put himself at the mercy of his authorities and where they fail him he makes no attempt to invent incidents, but leaves a blank and passes on. This is a proceeding for which the poet should be praised rather than blamed."

તેમજ મી૦ ઇ૦ એચ૦ પામર, એમ. એ., એન્સાઇક્લોપીડીઆ બ્રીટેનીકા (ઇ. સ. ૧૯૧૦ ની આવૃત્તિ) માં લખે છે કે:—

"The Shahnameh is based upon the ancient legends current among the populace of Persia, and collected by the Dehkans, a class of men who had the greatest facilities for this purpose. There is every reason therefore to believe that Firdausi adhered faithfully to these records of antiquity,

and that the poem is a perfect storehouse of the genuine traditions of the country."

ત્યારે ફીરદોસીએ પોતે પોતાની તરફથી કશું ઉમેર્યું નથી એ વાજબી ઠરે છે, અને તેથી એણે દરૂસ્તજ કહ્યું છે કેઃ—

નો ઇનરા દરૂધો ફસાને મદાન,
બ યકસાન રવેશ દર જમાને મદાન.

(અર્થઃ તું જુઠું કે ખોટું લખાણ આ ના જાણ,
ન એક સરખા હોય છે કાંઈ સઘળા જમાન.)

વળી આવું નાદાર કાવ્ય એણે બનાવ્યું તે માટે એ વાજબી અભીમાન લે છે કેઃ—

બીનાહેએ આબાદ ગર્દદ ખરાબ,
ઝ બારાન ઓ અઝ તાબીશે આફતાબ.
પય અફગન્દમ અઝ નઝમે કાખે બુલંદ,
કે અઝ બાદ ઓ બારાન ન્યાબદ ગઝંદ.

The homes that are the dwellings of today
Will sink 'neath shower and sunshine to decay.

But storm and rain shall never mar what I
Have built—the palace of my poetry.
(Warner).

(અર્થ: જે હવેલીઓ અને મકાનો તું આજે આબાદ જુએ છે, તે વરસાદ અને તડકાના મારાથી મોડે વેહેલે તુટી પડશે; પરંતુ માહારાં કાવ્યનો બુલંદ મેહેલ જે મેં ઉભો કીધો છે, તેને ના વરસાદથી કે ના તોફાનથી કંઈ અળવળ પોહોચી શકશે.)

ઈરાનની તવારીખ સજીવન કરનાર.
તે રૂહશાદ ફીરદોસીને આફ્રીન હજાર !
સજીવન એણે કીધું પારસનું નામ,
બનાવ્યાં મશહુર પારસી શાહોનાં કામ.
ફરી જાણે જીવતા બનાવ્યા પેહેલવાન
જે ગોર્જ ને શમશેહેરથી ગજાવતા મેદાન.
રે આંખ આગળ આવે છે ઉડી તે વખ્ત
ઈરાન-તખ્તે બેઠો ફરીદુન નેક બખ્ત,
જુલમગાર જોહાકને કીધો લાઈલાજ,
ફરીશ્તાઈ નેક ખસલતથી દીપાવ્યું તાજ.
કીધું દ્વંદ્વ યુધ્ધ સોહોરાબે રૂસ્તમ સાથ,

મુવો નવજવાન પુત્ર પીતાને હાથ;
જણાઈ જયારે ભૂલ બાપે કીધી માહેતમ,
હજારો અફસોસથી તેણે ભર્યો દમ;
મગર તકદીર આગળ શું રૂસ્તમ કરે !
અજબ ઢંગ બતાવતું આ આસ્માન ફરે !
ઈરાન પર ચઢાઈ લાવતો અફ્રાસીઆબ,
નીકળતા શુરા પારસી લડવા શીતાબ,
મચી રહેતું ઈરાની–તુરાની જંગ,
જે લીલાં મેદાન બનતાં તે સુર્ખ રંગ.
ઉછળતા ગુરૂજો, ઉછળતી તરવાર,
ફ-તેહમંદ થતો જહાંજોય રૂસ્તમ નામદાર.
તે મરદાઈ ને હિમ્મતનો હતો જમાન,
પવિત્ર દેશ–ખીદમતનો હતો જમાન.
અશોઇ અને સચાઈનો હતો તે વખ્ત,
હતા સાદા પારસના પુત્રો નેક બખ્ત.
શૂરો પારસી શાહજાદો અસફંદીઆર,
કીધાં જેણે કંઈક હફ્તેખાનો પસાર,
વસાવ્યું તેણે દીલમાં રૂસ્તમ સાથ વેર,

પરિણામમાં જાન પ્યારો ખોયો આખેર.
શાહ ગુસ્તાસ્પ, શાહપુર, શાહ અર્દશીર,
હતા દેશ ને ધર્મના રક્ષક મહાવીર.
એવાં એવાં અગણિત કદીમ દાસ્તાન
થયાં શાહનામામાં અમર જાવેદાન.
એ નાદર કેતાબને છે આફ્રીન હજાર,
ને આફ્રીન તને ઓ કવિ નામદાર!
ન ભૂલશે, ફીરદોસી! મુજ કોમ તાહારી યાદ
હો બેહેસ્ત અંદર રૂહ તારૂં હંમેશા શાદ!

